# કાંટાની વાડ



અનુવાદક : સ્વ. હરજીવન સોમૈયા

ભારતી સાહિત્ય સંઘ

સ્વ. હરજીવન સોમૈયા સ્મારક ગ્રંથમાળા : પુસ્તક-૩

# કાંટાની વાડ

· મૂળ લેખક ·

હૉલ કેઇન

●

· અનુવાદક ·

સ્વ. હરજીવન સોમૈયા

●

· પરિચય ·

પ્રા. અનંતરાય મ. રાવળ



ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ : કોટ, મુંબઈ

૧૯, શ્રીમાળી સોસાયટી : અમદાવાદ

ભારતી-પ્રકાશન : ૧૧૩
પહેલી આવૃત્તિ
સપ્ટેંબર ૧૯૪૩



મૂલ્ય
૨-૮-૦

• પ્રકાશક •
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી • અમદાવાદ

• મુદ્રક •
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રસ્તો • અમદાવાદ



'સંઘ'ની પ્રવૃત્તિઓને પલ્લવિત કરવા

જેમણે દુર્બળ અને ભાંગેલા શરીરે પણ અમને સાથ આપ્યો

તે

અમારા સદ્ગત ભાઈ

**હરજીવન સોમૈયાને**



ઈશ્વરલાલ દવે

લક્ષ્મીદાસ ગાંધી

**સંચાલકો**

# નિવેદન

મૂળ અંગ્રેજી નવલકથાનો આ લગભગ શબ્દશઃ અનુવાદ છે. આ નવલકથાનો ઉગમ શામાંથી થયો છે તે એના લેખકે અહીં જ લખ્યું છે. મહાયુદ્ધ સામેની પ્રચંડ વેદનામાંથી આ નવલનો જન્મ થયો છે, એટલે એ મહાયુદ્ધને પણ ઝાંખું પાડે એવું બીજું યુદ્ધ જ્યારે માનવજાતને ભરખી રહ્યું છે ત્યારે આ નવલનું વાચન રસપ્રદ તેમ જ ઉપયોગી થશે.

મૂળ નવલકથાનો અંત-ભાગ ફેરવવાની એક-બે મિત્રોએ સૂચના આપેલી. વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના અને પ્રજા-પ્રજા વચ્ચેના કઠિનમાં કઠિન પ્રશ્નોના ઉકેલ માટે વિકરાળ હિંસક યુદ્ધને બદલે પાવનકારી અહિંસા કામ લાગી શકે, તેમ જ સમસ્ત માનવજાત તિરસ્કાર કરતી હોય તોપણ એકલ સત્યાગ્રહી જીવનથી હારે નહિ, એવો એક વિચાર-તણખો આ દેશમાં પ્રગટ થયો છે એટલે જ આ નવલનો અંત બદલાય તો સારું એમ લાગે છે; પરંતુ મૂળ પ્રશ્નને, વાતાવરણને અને પ્રજાને જો લક્ષમાં રાખીએ તો જે અંત છે તે અંત જ સ્વાભાવિક થશે.

આશા છે કે વાચકો આ પ્રયત્નને સત્કારશે.

**અનુવાદક**

# પરિચય

**મ**શહૂર લોકપ્રિય અંગ્રેજ નવલકથાકાર સ્વ. હૉલ કેઈનની છેલ્લી જગવિખ્યાત કૃતિ Barbed Wire નો આ અનુવાદ છે.

'યુદ્ધસ્ય વાર્તા રમ્યા' એમ કોણે કહ્યું હશે? યુદ્ધને સગી આંખે જોનારે કે તેમાં ભાગ લઈ ગળાબૂડ ખરડાયેલાએ તો નહિ જ. આઘેરા ભૂતકાળમાં ખેલાયેલા કે વર્તમાનમાં દૂર દૂરના સ્થળે ખેલાતા યુદ્ધની વાતો ઇતિહાસ–પુરાણ–કાવ્ય દ્વારા કે છાપાં દ્વારા જાણનારાઓને અને નિરાંતે ચર્ચનારાઓને યુદ્ધની કથા રમ્યા હશે, બાકી 'માંહી પડેલા'ને તથા એનાં પરિણામ ભોગવનારાને માટે તો એ હોય છે વિષાદકથા જ. અને આપણી આ સદીનાં યુદ્ધો તો એવાં હોય છે, જેની પ્રત્યક્ષ અને પરોક્ષ કારમી અસરમાંથી યુદ્ધે ચડેલા દેશોની તેમ પાસેના પ્રદેશની પ્રજાઓ પણ કોઈ રીતે મુક્ત રહી શકતી નથી. ગયા વિશ્વયુદ્ધે આવો અનુભવ પહેલી વાર કરાવ્યો, અને એવે વખતે કરાવ્યો જ્યારે માનવજાત પોતે સંસ્કૃતિનાં કેટલાંય સોપાન ચડી લીધાનો આત્મસંતોષ અનુભવવા મંડી હતી. પરિણામે, યુરોપના માનવતાપ્રેમી, સંવેદનશીલ અને સંસ્કૃતિ-પ્રેમી આત્માઓને એનાથી જબરો આઘાત થયો. ઈ. સ. ૧૯૧૮ પછીના યુદ્ધોત્તર યુરોપી સાહિત્યના મોટા ભાગમાં આ આઘાત ને વેદના વાચા પામ્યાં છે. સર હૉલ કેઈનની આ કથા પણ એરિશ મારિયા રેમાર્કની 'પશ્ચિમના સમરાંગણે' ( All Quiet on the Western Front) ની જેમ ગત મહાયુદ્ધની વેદનાનું ફળ છે.

પણ યુદ્ધની સામે જેહાદ પુકારવાના ધ્યેયની સમાનતા છતાં ‘પશ્ચિમના સમરાંગણે’ અને આ ‘કાંટાની વાડ’ વચ્ચે તેના નિર્વહણ અને કથાસ્વરૂપની બાબતમાં થોડો ફેર છે. આગલી કથા એક સૈનિકની આપવીતીના રૂપમાં હોઈ આપણને તે યુદ્ધના પ્રત્યક્ષ ઘમસાણમાં લઈ જઈ તેની વચ્ચે ઊભા રાખી બધું દેખાડે છે, જ્યારે આ કથાની રંગ-ભૂમિ ખરી યુદ્ધભૂમિથી ઘણે દૂર ઇંગ્લંડના એક ખૂણામાંના શાન્ત ટાપુમાં ગોઠવાયેલી છે. આગલી કથાનો લેખક હૉલ કેઈન જેવો લેખનકલાનો અનુભવી કસબી કારીગર નહિ, પણ તેનાં યુદ્ધસંબંધી અનુભવ ને સંવેદન–મંથન એવાં ઉત્કટ છે કે તેનું સીધું અનાડંબરી કથન પણ વાચકોનાં દિલને જકડી રાખે છે. આપણી કથાના લેખક કુશળ વાર્તાકાર હોઈ, બ્રિટિશ ખેડુપુત્રી મોનાના ઓસ્કર નામક અટકાયતી છાવણીમાંના એક જર્મન કેદી સાથેના પ્રેમની જ કથા કહેતાં કહેતાં, યુદ્ધની આસુરી લીલાનું સચોટ ચિત્ર તેમણે ઉપસાવી લીધું છે.

કથાનું સ્થળ છે માનવદ્વીપ( Isle of Man )માં એક જાગીર પરની ખેતી ને ગૌચરની જમીન, અને સમય છે ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૧૯ સુધીનો. એ ગાળાને ભરી દેતા યુરોપીય યુદ્ધની પશ્ચાદ્‌ભૂમિકામાં કથાના આરંભથી માંડી અંત સુધી સ્થળની એકતા કુશળતાપૂર્વક જાળવી રાખી, પ્રથમ કથાનાયિકા મોના અને પછી નાયક ઓસ્કર એ બે પાત્રો સામે જ લેખકે પોતાનો કૅમેરા ગોઠવ્યો છે.

યુદ્ધ અને યુદ્ધભૂમિ આમ ઘણાં દૂર છે, પણ તેની અસર ડગલે ને પગલે મોના ને તેના કુટુંબ પર એવી થાય છે કે યુદ્ધ વાર્તાકારના હાથમાં માત્ર પશ્ચાદ્‌ભૂમિકા કે વાતાવરણદ્યોતક પાર્શ્વપ્રકાશ પૂરો પાડનાર સાધન જ ન રહેતાં એક મહત્ત્વનું પાત્ર બની જતું લાગે છે: એવું પાત્ર જે કોઈ અતિમાનુષી વિરાટકાય સત્ત્વની માફક અદૃશ્ય રહીને વચમાં આવ્યા વગર પણ ઘણુંબધું કૌભાંડ મચાવી જાય છે. યુદ્ધ આવ્યું ને નોકાલોનાં લીલાંછમ ખેતરો ને ફૂલવાડી પર તવાઈ આવી; તેને ઠેકાણે

પથરા, ડામર ને કાંટાળા તાર પથરાયા. હસતી પ્રકૃતિને જેમ એણે ઉજ્જડ ને બદસૂરત બનાવી દીધી, તેમ મુગ્ધ હલેતી મોનાના અકલુષિત હૃદયને શત્રુદ્વેષનો મોટો ડામરનો લપેડો મારી તેણે કાળું રંગી નાખ્યું. યુદ્ધે ચડેલી પ્રજાઓની એવે સમયે ઉછાળા મારતી શત્રુદ્વેષની ઘેલછાનો મોનાનેય ચેપ લાગતાં તે જર્મનધિક્કારના વિષફુવારા ઉડાડવા મંડી જાય છે; ને થોડા સમય પછી, પોતાનો પુત્ર લડાઈમાં ખપી જવાના ખબર જાણ્યા બાદ તો મોનાનો પિતા, જે પહેલાં મોનાનો જર્મન-દ્વેષ જોઈ 'ભારે કઠોર છે આ છોકરી' એમ કહેતો હતો, તેને મોના કરતાં સહસ્રગણું જર્મનદ્વેષનું ઝેર અમાનુષી ઘેલછાભરી શાપવાણી દ્વારા ઠાલવવા મંડતો જોઈએ છીએ ત્યારે તો યુદ્ધના દેવ-ના, દાનવ-નું આત્મસંતોષી અટ્ટહાસ્ય જાણે કાનમાં સંભળાતું કલ્પાય છે.

પણ ના, યુદ્ધને વિજયનું અટ્ટહાસ્ય હસવા દેવાનું કર્તાએ નથી નક્કી કર્યું. માનવી માનવીદ્વેષી બને એ તો અકુદરતી છે—પ્રકૃતિ વિરુદ્ધ છે. કર્તાને યુદ્ધની આ અનર્થલીલાની સામે માનવતાનો વિજય કરાવવો છે, એટલે તે મોનાના હૃદયમાં માનવતા ઉગાડી તેને છાવણી-માંના જર્મન કેદીઓ પ્રત્યે ધીમે ધીમે કૂંળાપ અનુભવતી કરે છે. જે દહાડે ઓસ્કરનું પ્રથમ દર્શન થયું ને તેની સાથે થોડી વાતચીત તેને થઈ ત્યારથી તેના પરિવર્તનનાં ચક્ર શરૂ થઈ ગયાં. નવાઈની વાત એ છે કે જ્યારે તેનો પિતા વધુ વધુ જર્મનદ્વેષી બનતો જાય છે તે જ વખતે મોનાનો જર્મનદ્વેષ ક્રમશઃ ઘટતો જતો હોય છે. પિતા-પુત્રીના આ એકમેકથી જુદા, પણ સમષ્ટિએ સમાન્તર, ચાલતા પરિવર્તનને નિરૂપવામાં લેખકે પ્રશસ્ય કૌશલ દાખવ્યું છે. કથાના ત્રીજા ખંડના અંતભાગથી છઠ્ઠા ખંડ સુધીમાં મોનાના પરિવર્તનની સમગ્ર કથા નિરૂપાઈ જાય છે.

પરિવર્તન એમ સહેલાઈથી નથી થઈ જતું. બહાર જેમ કાંટાની વાડ છે તેવી જ કાંટાની વાડ તેની અને જર્મનો વચ્ચે તેના હૃદયમાં પણ યુદ્ધે નાખી છે. એ વાડ પર મૃદુતાનું, માનવભાવોનું, આક્રમણ થાય છે; તો સામેથી તેને ધક્કો મારી અંદર આવવા ન દેતાં બહાર હડસેલી

દેવાની પ્રત્યાઘાતી માનસિક પ્રવૃત્તિ પણ ચાલુ હોય છે. પણ લુડ્વિગની માતાનું ઓસ્કર-સોંપ્યું કાર્ય, પોતાના ભાઇ રોબીનાં ઓસ્કરે કરેલાં વખાણ, જર્મન ખેડૂતે બ્રિટિશ સિપાઈને બચાવ્યાની જાણેલી વિગત, નાસી છૂટતાં પકડાયેલા જર્મન હજામનો કેસ, ઓસ્કર દ્વારા મળતા રોબીના ઘડિયાળનો અને તેની સાથે સંકળાયેલી રોબીની મૃત્યુકથાના શ્રવણનો પ્રસંગ, અને ઓસ્કરની બેનના અંગ્રેજ બાંબમારાથી થયેલ મૃત્યુની વાત—આ બધી સામગ્રીની કર્તાએ એવી વ્યૂહરચના કરી છે કે મોનાના હૃદયમાંનો વિરોધભાવ ક્રમશઃ ઓગળતો જાય છે. આખરે છેલ્લા પ્રસંગે ‘હવે મારું કોઈ નથી’ એમ ઓસ્કર કહે છે ત્યારે એ વાક્યથી જાણે તેના હૃદયમાંની કાંટાની વાડ પર છેલ્લો ફટકો પડી તે તૂટી જાય છે. તે વખતે, બેસતા વર્ષના મંગલ પ્રભાતે એક પ્રચંડ આવેગ સાથે મોનાનું હૃદય ‘ના ના, હું છું ને હું!’ કરતુંકને બહાર કૂદી પડ્યું. થયું. યુદ્ધે જગાડેલા જાતિદ્વેષના કાદવમાંથી માનવતાનું, જાતિભેદ ન ઓળખતા મંગલ પ્રેમનું, કમળ ખીલી નીકળ્યું. પ્રકૃતિએ, કે મોના પાછળથી કહે છે તેમ ઈશ્વરે મૂકેલી પ્રેરણાએ, કે બર્નાર્ડ શૅાનો શબ્દ વાપરીએ તો જીવનશક્તિ( Life-force )એ, કે માનવતાએ, કે પુષ્પધન્વાએ યુદ્ધે માનવી-માનવી વચ્ચે, જાતિ-જાતિ વચ્ચે, મોના ને ઓસ્કર વચ્ચે નાખેલી તારની કાંટાળી વાડને વટાવી જઈ વિજય કર્યો. યુદ્ધ હાર્યું એમ પણ આપણને થાય છે.

પણ યુદ્ધ એમ પોતાનો પરાજય સ્વીકારે એમ નથી એ તો સામેથી પોતા પર આવતા આ ઘાથી ઉશ્કેરાઈ જઈ દાંત કચકચાવી જાણે મોના-ઓસ્કરને ‘જોઈ લેજો ત્યારે’ કહી પડકાર આપતું એમની પ્રણયસિદ્ધિના માર્ગમાં એક બીજી અદૃશ્ય કાંટાની વિરાટ વાડ રચી દે છે. સુલેહ પછી યુદ્ધના પરિણામરૂપ સામસામી લડેલી પ્રજાઓની પારસ્પરિક ઘૃણાનું જે હલાહલ નીકળ્યું તેની આ વાડ. ઓસ્કર અને મોનાએ યુદ્ધસર્જી પહેલી કાંટાની વાડ ભેદીને પ્રેમ કર્યો ભલે, પણ આ બીજી વાડ એમને એમના પ્રેમજીવનમાં કોઈ રીતે સુખી ન થવા

દેવાનો નિશ્ચય કરીને બેઠી છે જાણે. મોના પોતાના જ જાતિભાઈઓને અને હમ-વતનીઓને હાથે અનેક રીતે હડધૂત થાય છે, અને ઓસ્કરને —એકના એક પુત્રને—તેની મા મૂવો વાંછે છે. આ બધું શત્રુપક્ષની વ્યકિત જોડે પ્રેમ કરવાના અક્ષમ્ય ગુના ખાતર જ. એ બેઉને એમની માતૃભૂમિ જાણે સંઘરવાની જ ના પાડી જાકારો સંભળાવતી લાગે છે.

યુદ્ધે આમ પોતાનો હાથ જતાં જતાંયે બતાવ્યો ને પોતાનો ભાવ ભજવ્યો. નાયક-નાયિકા મૂંઝાય છે, ગૂંગળામણ અનુભવે છે, પણ પોતાના પ્રેમને દગો દેતાં નથી. શાનાં દે? યુદ્ધે પ્રવર્તાવેલા અકુદરતી વાતાવરણના ઘમસાણની વચ્ચે, પોતાના જ હૃદયમાં પોતાની સામે કેવી લડાઈ ખેલ્યા બાદ, એવી તપસ્યાની આકરી કિંમત આપીને મોનાએ ઓસ્કર માટેના પ્રેમને હૃદયમાં સ્થાન આપ્યું હતું? પ્રતિકૂળતા ને અકુદરતી વાતાવરણ વચ્ચે ઊગેલો ને મહોરેલો એ કુદરતી પ્રેમ ઊગીને આથમી જવા નથી આવ્યો. એમ થાય તો તો યુદ્ધને વિજયી બનાવ્યું કહેવાય ને? લેખકને એમ નથી કરવું.

પરંતુ પ્રેમના શુદ્ધ કુદરતી છોડને વિકસવા ન દેવાનો જ નિશ્ચય કરી બેઠેલી યુદ્ધે જગાવેલી અકુદરતી ઘૃણા ને પ્રજાઓની ઉન્મત્તતાની ભીંસ કંઈ ઓછી નથી. આશા ને ઔદાર્યભર્યાં પ્રેમીઓ જેમ પહેલાં સ્થૂલ કાંટાની વાડને ગાંઠયાં ન હતાં તેમ હવે આ દુનિયા જ એમને કાંટાની વાડ બની જતાં તેને મૃત્યુથી કુદાવી જવાનો નિર્ણય અને પછી તેનો અમલ પણ કરે છે. એની પાછળ એમની ને એમના સ્રષ્ટાની નિરાશા કંઈ ઓછી નથી. માણસમાં જિજીવિષા કંઈ ઓછી હોતી નથી. અંતિમ ઘડી પહેલાં મોનામાં એને ડોકિયું કરતી કર્તાએ બતાવી પણ છે. એ જ્યારે સાવ હોલવાઈ જાય ને મોત જ મીઠું લાગે એ સ્થિતિ કેવી ગૂંગળાવનારી ને નિરાશા-છલકતી હશે એની કલ્પના કરવા જેવી છે. કથાનો અંત કેટલાકને ખૂબ ઊર્મિલ ને નાટકી લાગવાનો સંભવ છે, પણ કર્તાનું ધ્યેય અને નિરૂપણ જોતાં તેમ નથી જણાતું. લડાઈ તો પૂરી થઈ છે એટલે સુલેહના વાતાવરણમાં સુખી અંત

અશક્ય નહોતો. તે અસંભવિત ન લાગત. તેમ છતાં શા માટે કર્તાએ આવો જ અંત યોજ્યો? એમને યુદ્ધની માનવતાધ્વંસક પ્રવૃત્તિની અભદ્રતા ને પાપનું આપણા હૈયામાં વાગે એવું સચોટ આલેખન કરવું હતું. આવા એ સુંદર આત્માઓને જીવવું જ અસહ્ય કરી મૂકે એવી પરિસ્થિતિ યુદ્ધની જ સરજત તરીકે આલેખી યુદ્ધને ગુનેગારના પાંજરામાં ઊભું રાખવાનું બીજી કઈ રીતે બન્યું હોત?

બીજી રીતે, યુદ્ધની આવી પ્રબળ શક્તિ સામે માનવતા ને પ્રેમનો વિજયધ્વજ લેખકે અણનમ્યો રાખ્યો છે. નાયક-નાયિકા, યુદ્ધને ને તેણે છોડી મૂકેલાં બળોને નમતું આપ્યા વિના, જાણે તેની સામે લડી લેતાં, તેણે એમના દાંપત્યને અશક્ય કરી મૂક્યું તો મૃત્યુ દ્વારા ચિરમિલન સાધી-મૃત્યુ પી મૃત્યુંજયી બની, આખી કથાને પ્રણયવિજયની અને યુદ્ધપરાજયની કથા બનાવી મૂકે છે. આ અસમાન યુદ્ધમાં એમને સ્થૂલ દૃષ્ટિએ મરવું પડ્યું, પણ મરીનેય વિજય તો પામે છે તેઓ જ. આમ યુદ્ધને જાણે એમણે હંફાવ્યું છે. પણ એટલું જ નથી, એને લેખકે ભોંઠું પણ પાડ્યું છે, અને તે માના-ઓસ્કરના સ્વેચ્છામૃત્યુમાં બલિદાનની વિશુદ્ધ ભાવના મૂકીને. 'યુદ્ધના પરિણામરૂપ ઘૃણાથી જગત પીડાય છે તેને પોતે આવા વિશુદ્ધ પ્રેમથી બચાવવા જાય છે' એમ માના વિચારે છે અને ઓસ્કરનેય પાછળથી કહે છે:

> 'આપણાં મૃત્યુને તું વ્યર્થ અને મૂર્ખ માને છે, ઓસ્કર? જે ઈસુએ કર્યું તે જ આપણે નથી કરતાં? બધું સ્વેચ્છાએ જ નથી કરતાં? આટલી ઘૃણા અને વિષમતાથી જગતને ચેતાવવા જ આપણે આપણું બલિદાન નથી આપતાં?'

બલિદાન જેમ શુદ્ધ તેમ વધુ સારું, અને આ યુગલમાં એ સમયે પ્રેમની ભાવના સિવાય બીજી કોઈયે કામના કે રોષ કે કટુતાનો અંશ સરખો ન દેખાડી—ઊલટું એ તો દોષ કરનારને માફ કરતાં જવાની પ્રાર્થના ઉચ્ચારે છે—, છેવટે તેમને ઈસુની પ્રાર્થના કરતાં બતાવી કર્તાએ તેમના બલિદાનને વિશુદ્ધ બલિદાન બનાવ્યું છે.

નવલકથાનું આ અંતિમ દૃશ્ય ખૂબ કરુણાર્દ્ર ને ભવ્યમંગલ આ

રીતે બન્યું છે. નાયક-નાયિકાના કરુણ અંતમાં આવો આશ્વાસક ને સમાધાનકારક અંશ મૂકીને લેખકે અન્યથા વાચકોનાં હૈયાંમાંથી નીકળી પડે તે વેદનાની ચીસ ઊઠવા દીધી નથી. ને છતાંય કોઈ ભવ્ય સ્વપ્નની સિદ્ધિ અર્થે અપાતો બત્રીસલક્ષણાઓનો ભોગ એક પ્રકારની ગમગીની ચિત્તમાં ફેલાવે છે જ. તેવો વિષાદ આ કથાને અંતે પણ થાય છે. પણ યુદ્ધો-રૂપી આઘાત આપી આપીને માનવજાતને તે પોતાની મેળે ન શીખે તેવું શીખવવાની વિશ્વનિયંતાની ક્રૂર કૃપા હોય છે, તો લેખકો પણ પોતાના સરજનહારને અનુસરી આવા આઘાતો આપીને જ આપણને પ્રબોધવાનો પ્રયત્ન કેમ ન કરે વારુ? અનુવાદકે કથાનો અંત ફેરવવાની મિત્રોની સૂચના માની નહિ તે સારું કર્યું છે; માની હોત તો એ ભૂલ કરત. છે તે અંત જ કર્તાના ઈષ્ટ હેતુને માટે બંધબેસતો છે.

કથામાં માનવતાનું દર્શન કરાવતાં (જુઓ રેબીની ઘડિયાળનો પ્રસંગ, લુડવિગની કબર પર ફૂલદાની મૂકવાનો પ્રસંગ, ઑસ્કરની બેનના મૃત્યુની વાત, અને સૌથી વધુ તો મોના ને ઑસ્કરની આખી પ્રણયકથા) જેમ કારુણ્યજળ છલકાય છે, તેમ યુદ્ધની વ્યર્થતા, વિવેક-હીન ઉન્મત્તતા, માનવતાદ્રોહ ને અકુદરતીપણું બતાવતાં તેની સામે ફરિયાદનામું ઉચ્ચારતી વાણીમાં ઉગ્ર પુણ્યપ્રકોપ ને હૃદયસંતાપ આખા પુસ્તકમાં ઠેરઠેર ઠલવાય છે:

"ઓ પ્રભુ! માનવીઓ લડાઈ શા માટે ઊભી કરતા હશે?"

"યુદ્ધ! કેટલી ભયાનકતા! કેટલી બેવકૂફી! અને આ યુદ્ધને જગાવનારા કહેવાય છે—દેશભક્ત! ના, એ લોકો તો બદમાશોનાય બદમાશ છે—રાજનનાય રાજા એવા વિશ્વ-અધિષ્ઠાતા સામે કાવતરું ખેલનાર બદમાશો!"

"આ યુદ્ધ! પ્રભુ! આટલી નાદાની, આટલી ઘૃણા કયા હેતુ માટે?"

આ તો ઘણામાંના થોડા જ ઉદ્‌ગાર નમૂના લેખે. યુદ્ધની પૂર્ણાહુતિ પછીની સુલેહવ્યવસ્થાની સામે પણ બે વાર પુણ્યપ્રકોપ ઊકળતી વાણીમાં કર્તાએ વ્યક્ત કર્યો છે. યુદ્ધ વિષેના તેના આવા ઉદ્‌ગારો ને તેને પ્રેરતા વલણમાં પોતાના કે ઈતર દેશના રાજકારણ સાથે કર્તાને કંઈ સ્નાનસૂતક નથી. વ્યથિત માનવતાની ચીસ, એની પોતાની માનવતા

કકળી ઊઠી છે એટલે, આ કથા વાટે એણે વ્યક્ત કરી છે એટલું જ. આપણે પણ પુસ્તકને તે દૃષ્ટિથી વાંચવું જોઈએ.

હૉલ કેઈને આ કથાનું નામ પહેલાં તો Woman of Knockaloe રાખેલું, તે પાછળથી ફેરવી નાખી Barbed Wire રાખ્યું એ બહુ ઉચિત કર્યું છે. 'કાંટાની વાડ' એ શબ્દો કથાના આરંભથી તે અંત લગી ઘણી રીતે પોતાની સાર્થતા દાખવી રહ્યા છે. નોકાલોમાં અટકાયતી જર્મનોની છાવણીની આસપાસ કાંટાળા તારની વાડ છે અને કથાવસ્તુ તે સ્થળે બનતું વર્ણવાય છે એ તો સ્થૂલ સાર્થતા છે. બાકી તો એ કાંટાની વાડ માનવી–માનવી વચ્ચે, જાતિ–જાતિ ને દેશ–દેશ વચ્ચે યુદ્ધે ઊભી કરેલી દ્વેષ–ઘૃણાની વાડનું જ પ્રતીક કે સ્થૂલ સાંકેતિક ચિહ્ન (Symbol) છે. યુદ્ધ પૂરું થયા પછી પેલી સ્થૂલ વાડ ઉઠાવી લેવાઈ, છતાં એ જ યુદ્ધના સંતાન જેવી બીજી સૂક્ષ્મ અદૃશ્ય વિરાટ વાડ પ્રજા–પ્રજા વચ્ચે સુલેહના ઘડવૈયાઓ ગોઠવે છે. આમ યુદ્ધને લીધે ઊભરાતો માનવદ્વેષ ને જાતિદ્વેષ જ 'કાંટાની વાડ' એ શબ્દો દ્વારા સૂચિત કરવાનો હતો. તેને માટે યુદ્ધના વ્યક્ત સ્થૂલ ચિહ્ન જેવી વાડનો કર્તાએ ઉપયોગ કર્યો. આ રીતે 'કાંટાની વાડ' બહુ વ્યાપક સૂચકતાવાળો શબ્દપ્રયોગ બની જાય છે.

કર્તાએ પોતાની પ્રસ્તાવનાને અંતે છેલ્લું વાક્ય લખ્યું છે: 'એ જનહૃદયને સ્પર્શવા શક્તિમાન થશે અને એને પરિણામે કંઈક શુભનો જન્મ થશે.' અંતઘડી પહેલાંના સંવાદમાં ઓનાના પ્રશ્નના ઉત્તરમાં, યુદ્ધોની હયાતી સંપૂર્ણ રીતે નાબૂદ બનશે તે પહેલાં તો પૃથ્વીનો પ્રલય થઈ ગયો હશે એમ ઑસ્કર કહે છે તે જોતાં; વિનાશ, ઘેલછા ને માનવ–દ્રોહની ભયાનક આંધિ ફેલાવતા યુદ્ધના તૃણાવર્તને ભૂશાયી કરનાર કોઈ બાલકૃષ્ણનો હજુય જગતમાં જન્મ થયો નથી તે જોતાં; તેમ જ વર્તમાન મહાયુદ્ધનો અનુભવ કરતાં—માનવતાપ્રેમીઓનાં દિલ કકળી ઊઠી 'ઓ શુભ, શુભ, તું ક્યાં છું? હજુ કેટલેક દૂર છું?' એમ બોલી ઊઠે તેવી સ્થિતિ હાલ તો છે. છતાં કર્તાએ ઇચ્છયું તેમ આ કથા જનહૃદયને સ્પર્શી તેના તારોનું અનુકંપન અવશ્ય કરી જાય

છે. એણે લાખોના હૃદયતારને ઝણઝણાવ્યા છે એની નિશાની તો એની લોકપ્રિયતા અને દુનિયાની ઘણી ભાષાઓમાં તેના થયેલા અનુવાદ છે. એના વાચનથી પેલું શુભ આવશે, જરૂર આવશે—એક દિવસ, એવી શ્રદ્ધા આપણા અંતરમાં ઊગે તો છે. ઓસ્કર અને ઓનાનાં આવાં વિશુદ્ધ બલિદાન—ના, ના, વ્યર્થ તો નહિ જાય; કોઈક દિવસ, દુનિયાની કોઈ ધન્ય ઘડીએ, યુદ્ધની કાલિકાને સર હૉલ કેઈન જેવા માનવતાપ્રેમીઓના આવા પ્રયત્નોને પરિણામે અચાનક ભાન પ્રગટશે કે પોતાના પગ તળે શિવ ને શુભ ચંપાઈ રહ્યાં છે, અને ત્યારે 'આ શું કરી નાખ્યું !'ના ભાવની મુદ્રા કરી જીભ કાઢીને જરૂર ભોંઠી પડશે ને પોતાનું અઘોર નૃત્ય સમેટી લેશે, એવી આશા કાં ન રાખીએ ?

આવી એ કૃતિનો ગુજરાતી અનુવાદ ભલે પ્રગટ થયો. આવા માનવતાલક્ષી વિશાળ વિષયોને કથામાં કેવી રીતે સ્પર્શી શકાય તે આપણને એ શીખવશે. અનુવાદ કાળજીપૂર્વક અને અનુવાદક કહે છે તેમ 'લગભગ અક્ષરશઃ' થયો છે. અનુવાદમાં Barbed Wire ને માટે 'કાંટાળો તાર' કેમ ન લખ્યું, કે 'ક્રિસ્મસ' ને 'ક્રિશ્ચિયન' ને બદલે 'નાતાલ' ને 'ખ્રિસ્તી' એવા શબ્દો કેમ ન વાપર્યા એમ કહી કરવા ખાતર ટીકા કરી મુરબ્બીવટ મારે દાખવવી નથી. એટલું જ કહીશ કે મૂળ કૃતિના પ્રાણની ધબક અહીં અનુવાદમાંય પૂરેપૂરી સંભળાય છે. એથી વિશેષ કૃતાર્થતા અનુવાદની બીજી શી ?

અફસોસ માત્ર એટલો જ છે કે અનુવાદક આ પુસ્તકને જોવા હાજર નથી. 'પશ્ચિમના સમરાંગણે' નામે 'All Quiet on the Western Front'ના એમણે તૈયાર કરેલા અનુવાદનો પ્રવેશક મારી પાસે માગનાર અને તે મળ્યે 'સરસ છે' કહેનાર સૌજન્યમૂર્તિ સોમૈયા અત્યારે તેમના આ બીજા પુસ્તકનો આ પરિચય સ્થૂલ ચક્ષુઓ વડે જોવા રહ્યા નથી. એ ભાવનાશાળી ખંતીલા જુવાનના તેમના મિત્રોને હાથે સરાતા શ્રાદ્ધમાં આ પરિચયલેખ, મારા તેમની જોડેના થોડા પણ મીઠા પરિચયના સ્મરણમાં, એક અંજલિરૂપ હો !

૪–૯–'૪૩ — અનંતરાય મ. રાવળ

અમદાવાદ

# આ વાર્તાનો ઉદ્ભવ

## [ મૂળ લેખક તરફથી ]

થોડાંક વર્ષો પહેલાં એકવાર હું ઘરમાં એકલો પડયો બારીમાંથી દૂર દૂર સુધી પથરાયેલી ડુંગરની ખીણને જોઈ રહ્યો હતો. આ ખીણમાં યુદ્ધ દરમિયાન પકડાયેલા નાગરિક કેદીઓને રાખવા માટેની નજરકેદ–છાવણી હતી. લડાઈ પૂરી થઈ હતી અને છાવણી ઉઠાવી લેવામાં આવી હતી. એણે છિન્ન–વિચ્છિન્ન કરી નાખેલ સૃષ્ટિસૌંદર્ય પાછું જાગ્રત થતું હતું. ફરી પાછો કુદરતનો મીઠો હાથ ધરતીના જખમ પર ફરતો હતો અને ધરતીનો સંતાપ ઓગળી જઈ તેને ઠેકાણે લીલાં ઘાસ અને મનોરમ ફૂલો ફૂટતાં હતાં. હું એ જોતો હતો અને કંઈક વિચારતો હતો.

યુદ્ધના આ અનર્થકારીપણા અને અવિચારીપણાનો ક્યારે અંત આવશે? એ રાત્રે મારું મન બહુ મૂંઝાઈ ગયું.

મેં એક સ્વપ્ન જોયું.

છાવણી હજી ત્યાં જ છે. એક યુવાન અને એક યુવતી હાથમાં હાથ રાખી વહેલી સવારે ત્યાંથી નાસી છૂટે છે. છાવણી અને સમુદ્રકાંઠા વચ્ચે આવી રહેલી ટેકરી પર તેઓ ચડી રહ્યાં છે. સ્વપ્ન જોનારની પેઠે હું આ બંનેને બરાબર ઓળખતો હતો. યુવતી એક બ્રિટિશ કુમારિકા હતી, અને જે ખેડૂતની જમીન ઉપર છાવણી નંખાઈ હતી તે ખેડૂતની જ પુત્રી હતી. યુવાન એક જર્મન હતો અને એ છાવણીમાં કેદ રખાયેલો કેદી હતો. આ પહેલાં તેઓ પરસ્પર બંનેને ખૂબ તિરસ્કારતાં. એમનો એ તિરસ્કાર–ભાવ સંપૂર્ણતઃ યુદ્ધના જ પરિણામરૂપ હતો. પણ પછી દ્વેષનો ડંખ ઓગળી ગયો. યુદ્ધ કરતાંયે મહાન એવી 'માનવતા' નામની વસ્તુએ એમને પરસ્પરની નજીક આણ્યાં. પ્રકૃતિએ એમના પર વિજય મેળવ્યો અને જાતિ અને દેશનાં અવિચારી બંધનોમાંથી છોડાવી એમને પ્રેમની હવા લેવા બહાર આણ્યાં.

પણ યુદ્ધમાં રચીપચી રહેલી એમની પામર જાતિને એ માનવતાનો ઉપયોગ નહોતો. 'દેશની હાકલ'ને ન ગણકારતાં, હૃદયના અવાજને અનુસરવા જતાં તેઓ દ્રોહી ઠર્યાં, અસ્પૃશ્ય ગણાયાં અને 'નાત બહાર' મુકાયાં, એમના તમામ માનવી-સંબંધો તૂટી ગયા, એમનાં જ સ્વજનોએ એમનો ત્યાગ કર્યો, ભિખારીની હાલતમાં તેઓ આવી પડયાં. અંતે એમને લાગ્યું કે તેઓ સાથે રહી શકે એવું સ્થાન પણ પૃથ્વીના પડ ઉપર રહ્યું નહોતું યુદ્ધે એમનો સાથે જીવવાનો અધિકાર ઝૂંટવી લીધો હતો. એમને માટે એક જ સ્થાન વિરામ માટે હવે બાકી રહ્યું હતું—તે સ્થાન હતું મૃત્યુનો ખોળો. પરસ્પરને ચાહવાનો એમનો ગુનો એટલો ભયંકર હતો કે જગત એમને એની લેશ પણ ક્ષમા ન આપી શકે!

સ્વપ્નું આગળ ચાલ્યું. યુવતી ટેકરી ઉપર ચડતાં ચડતાં પોતાને ધક્કો મારી બહાર કાઢનાર દેશ અને ઘર તરફ વારે વારે પાછું વળીને જોતી હતી. પછી એમને મેં શિખર પર પહોંચેલાં જોયાં. એમની નીચે સમુદ્ર પડયો હતો અને સામે ક્ષિતિજ ઉપરથી સૂર્યનાં કિરણો એનાં પાણીને ચમકાવતાં હતાં. પછી મેં જોયું કે યુવાને પોતાનો જેલનો કમરપટ્ટો કાઢ્યો અને યુવતી સાથે તે એકબંધે બંધાયો—એ એમ બતાવતો હતો કે બંનેએ સાથે મૃત્યુના દેશમાં જવાનું છે. જગતે ત્યજેલાં, જીવનમાં જુદાં પડેલાં અને મૃત્યુમાં એક બનવા જતાં વિશ્વપિતાનાં એ બે બાળકોને એમની પોતપોતાની ભાષામાં ગાતાં મેં સાંભળ્યાં—
'Jesu, Lover of my Soul......'

બીજી જ ક્ષણે મેં સૂરજને ઉપર આવેલો દીઠો. અતલ સાગરે પોતાનું સનાતન ગીત ગાયું મેં શિખર પર નજર નાખી—ત્યાં કોઈ માનવી નહોતું!

એ પછી યુદ્ધમાં મૃત્યુ પામેલાઓની હારની હારો આસમાનમાં ચાલતી દેખાવા લાગી. એ દૃશ્ય વિલીન થયું કે સૂર્યનાં કિરણો સ્વસ્તિકના આકારો રચી આસમાનને બિહામણું બનાવવા લાગ્યાં.

આ મારી પ્રેમ-વાર્તા Barbed Wire કે જેનું નામ મેં Woman of Knockaloe રાખેલું તેનું મૂળ વસ્તુ.

મને લાગે છે કે આ વાર્તા રાષ્ટ્રસંઘની આ કટોકટીની ઘડીએ ઉપયોગી થઈ પડશે. એ જનહૃદયને સ્પર્શવા શક્તિમાન થશે અને એને પરિણામે કંઈક શુભનો જન્મ થશે.

હોલ કેઈન

# અમારા હરજીવનભાઈ

દસેક વર્ષ પહેલાંનો એક દિવસ યાદ આવે છે. દૂબળી-પાતળી કાયાવાળા હરજીવનભાઈ રાણપુરની હરિજનશાળા ચલાવતા હતા. ગંધાતાં છોકરાંઓને નવરાવવાં, હિણાઈ ગયેલી શક્તિઓને જાગ્રત કરવી, મેલાંઘેલાં છોકરાંઓને પ્રેમપૂર્વક સમજાવવાં, ભણાવવાં અને અનેક કુટેવોમાંથી છોડાવવાં—આ બધામાં રાતદિવસ જોયા વિના એ કાર્ય કર્યે જતા હતા.

એક દિવસ એમને પૂછવામાં આવ્યું કે, "થાક નથી લાગતો? કંટાળો નથી આવતો?"

તરત જ એમણે કહ્યું, "મારે મન તો આ સ્વાભાવિક કામ છે. હુંયે નાનપણથી દુઃખમાં જ ઊછર્યો છું. દુઃખ શું છે એ હું જાણું છું. કેટલાય બદીઓમાં સપડાયેલા છોકરાઓ સાથે હું રખડ્યો છું. બદીઓ જીવનને કેવી ભયંકર રીતે કોરી ખાય છે તે મેં જોયું છે. આ મેલાંઘેલાં છોકરાંઓમાં મને જીવતો રસ છે. મારે તો એને સાચાં નાગરિકો બનાવવાં છે."

એમની આવી અભિલાષાઓ આજે યાદ આવે છે. એ પછી તો એમને કેટલાક કૌટુંબિક સંયોગોને કારણે કરાચી જવાનું થયું અને ત્યાં એ થોડો વખત રહ્યા. અહીં પણ એ બાળકોની જ માવજતમાં રોકાઈ ગયા. જે છોકરાઓ બુદ્ધિએ મંદ હોય, મસ્તીખોર

હોય, અભ્યાસમાં જેમનું દિલ ન ચોંટતું હોય, એવાઓને એ ભણાવવા લાગ્યા. ઇતિહાસ કે ભૂગોળનું શિક્ષણ આપવાનું હોય તો એ એને વાર્તાના સ્વરૂપમાં મૂકતા. છોકરાઓને અભ્યાસનો થાક ન લાગે કે એ ઉપર અભાવ ન આવી જાય એની એ ઘણી કાળજી લેતા.

પણ કરાચીમાં એમની તબિયત લથડી. પહેલેથી જ નબળું શરીર, એમાં કામનો ઘણો બોજો એમણે ઉપાડ્યો અત્યંત ગરીબાઈમાં ઊછરેલા હરજીવનભાઈ બીજાની એવી સ્થિતિ જોઈને દ્રવી પડતા. કોઈ માંદું હોય, કોઈ કાંઈ મુશ્કેલીમાં આવી પડ્યું હોય, તો તરત એ એને ઘેર પહોંચી જતા.

૧૯૩૭ માં એમણે કરાચી છોડ્યું. એમનું શરીર ઘસાતું જતું હતું. શક્તિઓ ક્ષીણ થતી જતી હતી. મિત્રોને લાગ્યું કે કોઈ બીજે સ્થળે અને બીજા કામમાં જો હરજીવનભાઈ નહિ રોકાય તો એમનું શરીર નહિ ટકે. શિક્ષણના કાર્યમાં એમની શક્તિ ઘણી ખરચાઈ ગઈ. ત્યાં તો આખો દિવસ બોલબોલ કરવાનું રહ્યું. આથી પહેલેથી જ કથળેલું શરીર વધારે કથળ્યું. છેવટે એમણે એ ક્ષેત્રને નમસ્કાર કર્યા. ૧૯૩૦–'૩૨ ના સત્યાગ્રહે બંધુભાવની જે ભાવના પ્રસરાવી હતી તેમાં અમારું મંડળ પણ હતું. થોડાક મિત્રોએ ભેગા થઈને સાહિત્ય દ્વારા કાંઈક સારું કામ કરવાની ઇચ્છાથી, કાંઈક નવું સાહિત્ય આપવું જે લોકોનાં હૈયાંને હચમચાવી મૂકે–એમની કલ્પનાને પકડી લે–એવા એવા કેટલાક ખ્યાલોથી 'ભારતી સાહિત્ય સંઘ'ની શરૂઆત કરી અને હરજીવનભાઈ અમારા આ મંડળમાં અમારી સાથે અમદાવાદ આવી રહ્યા.

એમના જીવનનો એક નવો તબક્કો શરૂ થયો. વિદ્યાર્થીજીવન-થી જ એમણે લખવાનું શરૂ કરેલું. એમની એ શક્તિને અહીં પૂરો માર્ગ મળ્યો. આરામ કરવા આવેલા હરજીવનભાઈ, અમારી ના હોવા છતાં, કામ કરવા લાગ્યા. શરીર ધીરે ધીરે સારું થતું જતું હતું. એમને મન–ભાવતું કામ મળ્યું, નવું જ વાતાવરણ મળ્યું. આ બધાંની એમના શરીર ઉપર સારી અસર થઈ.

પછી લેખન તો એમને મન સાધના બન્યું. એઓ પ્રગતિ સાધતા ગયા. સાહિત્યમાં એ નવા નવા પ્રયોગો કરતા. એ વાર્તાઓ લખતા અને દૂર દૂરના અણુદીઠેલા સીમાડાઓમાં એમનું મન ભટકવા લાગતું. એકવાર શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ એમને લખેલું કે, 'તમારી વાર્તાઓ 'ઊર્મિ' અને 'નવરચના'માં વાંચું છું. મને એ ગમી છે. દૂબળે શરીરે, એક ઓરડામાં બેઠાં બેઠાં પણ, તમે જાણે ઘણો પ્રવાસ કર્યો હોય એવી વાર્તાઓ લખો છો.' અને લખતાં તો એ કદી થાકતા જ નહિ. એમને લાગે કે હજી લેખન નબળું છે તો એ ફરી ફરીને એને સંસ્કારતા અને એ સારું ન થાય ત્યાં સુધી એમને જંપ વળતો નહિ.

ભાષાઓના તો એ શોખીન હતા—અભ્યાસી હતા. એમણે બંગાળી ભાષા શીખી લીધી. મરાઠી પણ એ શીખ્યા. હિંદીમાં તો એ પ્રવીણ બન્યા, અને પાછળથી તો એમણે અમારા માસિકમાં હિંદી ભણાવવાના પાઠો પણ શરૂ કરેલા. ઉર્દૂનો પણ એમણે અભ્યાસ શરૂ કર્યો, એ માટે એ દરરોજ ચાલીને એક મુસ્લિમ ભાઈને ત્યાં જતા. એમને તામિલનો પણ શોખ લાગ્યો, એ શીખવા માટે પણ એમણે પ્રયત્ન કરેલો.

ભાષાની જોડણીના એ ખાસ આગ્રહી હતા. એક વાર એમણે 'હરિજનબંધુ' વાંચતાં વાંચતાં જોડણીની અનેક ભૂલો એમાંથી કાઢી અને એ અંક એમણે પૂ. ગાંધીજીને સેવાગ્રામ મોકલ્યો. તરત જ ગાંધીજીનો કાગળ આવ્યો :

સેવાગ્રામ,
વર્ધા,
૫–૬–'૪૦

ભાઈ હરજીવન,

તમે ઠીક કર્યું મને કાગળ લખ્યો. તમે સુધારેલો અંક હું ભાઈ ચંદ્રશંકરને મોકલું છું. હ. બં. માં જોડણીની એક પણ ભૂલ ન રહેવી જોઈએ

એમ હું ઇચ્છું પણ મારી ઇચ્છાને પાર નથી પાડી શકયો. ફરી પણ તમે મને એવા સુધારા મોકલ્યા કરજો.

કોષ વિષેની ચર્ચાનું હું જાણતો નથી, પણ દોષ બતાવવામાં હું હાનિ નથી જોતો. હું તેની પણ તપાસ કરીશ.

મારી આશા છે કે તમોશ સુધારા વિદ્યાપીઠના કોષને અનુસરે છે. તેમજ કેમ નહિ, તેમ જ શા સારૂ?

બાપુના
આશીર્વાદ

અને આનું પરિણામ શુભ આવ્યું. બીજે અઠવાડિયે બાપુજીએ લખ્યું:

ભાઈ હરજીવન,

આ તમારી કાળજીનું પરિણામ. ચંદ્રશંકરની માગણી વધાવી લેજો.

બાપુના
૨૫-૬-'૪૦ આશિષ

આમ એ જે વસ્તુને લેતા તે પૂરી કર્યે છોડતા. એમને સોંપેલું કામ એ ગમે તે ભોગે પૂરું કરતા. અમારાં બે માસિકો 'ઊર્મિ' તથા 'નવરચના'ના સંપાદનની જવાબદારી એમણે જે ખંત, કાળજી અને નિષ્ઠાપૂર્વક ઉપાડી હતી તે યાદ આવે છે. એ નવા લેખકોને પ્રોત્સાહન આપતા, એમનાં લખાણોને સુધારતા, એ માટે સૂચનો કરતા, અને બીજા કેટલાક વિદ્વાન લેખકો પાસેથી એ પ્રશ્નો પૂછીને કે ચર્ચા કરીને નવું નવું મેળવતા.

એમણે નવલકથાઓ અને વાર્તાઓ લખી છે, નાટિકાઓ અને પ્રસંગચિત્રો લખેલાં છે, લેખો અને કાવ્યો લખ્યાં છે—સાહિત્યના કેટલાય વિભાગો એમણે ખેડયા હતા. બાલસાહિત્ય પરત્વે તો એમની નિરાળી દૃષ્ટિ હતી, અને એ કહેતા: 'છોકરાંઓને નમાલાં બનાવે એવું સાહિત્ય પ્રકટ થાય છે એ મારાથી નથી સહન થતું.' એમણે બાલસાહિત્યમાં જે થોડોઘણો ઉમેરો કર્યો છે એ ભુલાય એમ નથી.

હરજીવનભાઈને નાનાં છોકરાં બહુ ગમતાં. અમને ઘણી વેળા થતું કે નાનપણથી માબાપ ગુમાવી બેઠેલા હરજીવનભાઈમાં વાત્સલ્યનાં આ ઝરણાં કોણે મૂકયાં હશે !

હરજીવનભાઈમાં મહત્ત્વાકાંક્ષા અમે જોઈ નથી. 'એક ડગલું બસ થાય' એવી ભાવના એમને ગમતી. એ સંતોષી હતા. એમને કમાવાનો શોખ લાગ્યો નહોતો. ધાર્યું હોત તો એ ઠીક ઠીક કમાઈ શકયા હોત. એમનામાં એટલી આવડત અને શક્તિ હતાં કે એ બે પૈસા ભેગા કરી શકયા હોત. પણ પૈસાના એ કદી પણ ગુલામ બન્યા નહોતા. જે સ્થિતિમાં પોતે હોય એ સ્થિતિમાં એ આનંદ માનતા. એમનામાં એક મોટો ગુણ હતો—જ્યાં વિશ્વાસ મૂકયો ત્યાં પાછું વાળીને જોવું નહિ. એ લાગણીપ્રધાન હતા. જે કામની જવાબદારી એ લેતા એને પોતાનું સમજીને જ એ કરતા.

લેખન પછવાડે એ ઘણો શ્રમ લેતા. એમને મન એ એક સાધના હતી. ઐતિહાસિક નવલકથા એમને લખવી હોય કે આફ્રિકાના વાતાવરણને ખડું કરે એવી વાર્તા લખવી હોય, કોઈ શાસ્ત્રીય લેખ લખવો હોય કે કોઈ જીવનચરિત્ર લખવું હોય—એ માટે એ ઘણાં પુસ્તકો જોતા. એ પુસ્તકો મેળવવા માટે એ શ્રમ ઉઠાવતા. એ ઉદ્યમી હતા. માંદા માંદા ખાટલામાં સૂતા હોય તોપણ એ વાંચ્યા વિના ન રહી શકતા. ઘણી વાર અમે એમને આરામ લેવાનું કહેતા, પણ કામ વિના એ રહી શકતા નહિ. પ્રવૃત્તિ એ એમનો જીવનરસ હતી.

*

લગભગ પાંચ વરસ એ અમારી સાથે આ કામમાં રહ્યા. એક જ કુટુંબના હોઈએ એવી રીતે અમે જીવ્યા. સામાન્ય મતભેદોને તો અમે ભૂલી શકતા, પણ એક દુઃખદ ઘડી એવી આવી કે એમણે અમારો સાથ છોડયો અને પાછા એ કરાચી ચાલ્યા ગયા.

કરાચીમાં કામના તો એમને માટે ઢગલા પડ્યા હતા. એ કામ શરૂ કરી શકે એવી એમની શારીરિક સ્થિતિ ન હોવા છતાં પણ એમણે તો એમાં ઝુકાવ્યું ને પરિણામે પાછા એ માંદા પડ્યા. આ સ્થિતિમાં થોડો વખત તો એમણે ત્યાં પસાર કર્યો, પણ એમને એવું સ્થળ જોઈતું હતું કે જ્યાં એ ઓછે ખર્ચે અને શાન્તિથી પોતાની પ્રવૃત્તિ કરી શકે. રાણપુર તો એ રહી ગયેલા એટલે રહેવા માટે એણે એ જ સ્થળ પસંદ કર્યું અને કરાચી છોડીને એ ત્યાં જઈ રહ્યા. ત્યાંનાં હવાપાણી એમને થોડાંક માફક આવ્યાં પણ ખરાં અને એમનું શરીર ધીરે ધીરે વળતું પણ જતું હતું, પરંતુ આ સમય દરમિયાન એમને કેટલાક માનસિક આંચકાઓ લાગ્યા. એમનું દૂબળું શરીર આ આંચકાઓ સહી શકે એવું નહોતું રહ્યું એટલે એમની તબિયત વધારે લથડી.

ઓગસ્ટની મહાસમિતિના ભણકારા વાગતા હતા. 'હરિજનબંધુ'નાં લખાણો વાંચીને અમે ચર્ચા કરતા—' આ વખતે આકરી કસોટીમાંથી પસાર થવું પડશે. ' ત્યારે હરજીવનભાઈ કહેતા—' હું તો સૌ–પહેલો આ લડતમાં જઈશ. ' અને ત્યારે અમે મજાકમાં કહેતા—' ત્યારે સૌથી પહેલા શહીદ તમે ! ' પણ એ દિવસ જોવા એ રોકાયા નહિ.

રાણપુરમાં એમની તબિયત લથડતી ચાલી. એમને કુદરતી ઉપચારોમાં શ્રદ્ધા હતી. ત્યાં એવી સારવાર અને બીજી સગવડો મળી શકે એવું નહોતું. એમની ઇચ્છા તો હતી કે શહેરના કોઈ ઉપચારકની સારવાર રાણપુરમાં બેઠા બેઠા પત્રવ્યવહારથી લઉં, પણ એમ થઈ શકે એમ નહોતું, એટલે એમને સારવાર માટે અમદાવાદ લાવવામાં આવ્યા.

પણ... પણ... એ રોગ એમનો જીવ લેવા જ જાણે ન આવ્યો હોય એમ એ હટ્યો જ નહિ અને તા. ૧૯–૭–૪૨ની કાળરાત્રિએ એમનો દેહ પડ્યો.

*

આજે એમના અવસાનને એક વર્ષ પૂરું થાય છે અને અવસાન પહેલાંની એમની ક્ષણો યાદ આવે છે. અમે તો એક મિત્ર કે સાથી કરતાંયે વધુ તો એક બાંધવ ગુમાવ્યો—અમારા નાના કુટુંબનો એક તેજસ્વી ભાંડુ ગયો.

તેમનાં વિધવા પત્ની કાન્તાબેનને માટે વ્યવસ્થા કરવાનો, તેમનાં અપ્રકટ લખાણો પ્રકટ કરવાનો, અને તેમના મનને પ્રિય એવી પ્રવૃત્તિ દ્વારા એમનું સ્મારક રચવાનો તેમના કરાચીના તથા અન્ય સ્થળનાં મિત્રમંડળો—શા ર દા મં દિ ર કરાચીના નિયામક શ્રી. મનઃસુખરામ જોબનપુત્રા, ભરત ટોપરાણી, મોહનલાલ જોબનપુત્રા, બાબુભાઈ રાવળ અને 'ભારતી સાહિત્ય સંઘ'નું મિત્રમંડળ—વગેરેએ શુભ નિર્ણય કર્યો છે. તેમાં પુસ્તક–પ્રકાશનના કામ અંગેનો ફાળો અમારે ભાગે આવ્યા બદલ, અને એથી અમારા સ્વ. હરજીવનભાઈ પ્રત્યેનું અમારું યત્કિંચિત ઋણ અદા કરી શકવાનું અમને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થવા બદલ, અમે સૌ મિત્રોના આભારી છીએ.

એમની સ્મારકમાળાના ત્રીજા પુસ્તક તરીકે આ 'કાંટાની વાડ' અમે પ્રકટ કરીએ છીએ. આ માળાનાં બીજાં પુસ્તકો અનુકૂળતાએ પ્રકટ થતાં રહેશે.

પરિશ્રમ લઈને અને બીજાં અગત્યનાં રોકાણોમાંથી સમય મેળવીને આ પુસ્તકનો પરિચય લખી આપવા બદલ અમે પ્રા. અનંતરાય રાવળનો આભાર માનીએ છીએ.

પ્રથમસંવત્સરીદિન
૧૯ : ૭ : '૪૩

ઈશ્વરલાલ દવે
લક્ષ્મીદાસ ગાંધી
સંચાલકો
ભારતી સાહિત્ય સંઘ

# સ્વ. હરજીવન સોમૈયાનાં બીજાં પુસ્તકો

### મૌલિક નવલકથાઓ

૧. જીવનનું ઝેર
૨. પૃથ્વીનો પહેલો પુત્ર
૩. પુનરાગમન ખંડ ૧
૪. પુનરાગમન ખંડ ૨

### અનુવાદિત નવલકથાઓ

૫. દોનધ્રુવ
૬. પશ્ચિમના સમરાંગણે
૭. અહંકાર
૮. કાંટાની વાડ

### બાલસાહિત્ય

૯. દરિયાના મામલા
૧૦. શંકરાચાર્ય
૧૧. નાનાં છોકરાં
૧૨ બારદરિયે
૧૩. જંગલમાં મંગળ ભા. ૧
૧૪. ,, ,, ભા. ૨

## હવે પછી

### નવલકથા

કાળાં કાજળ સોહામણાં

### વાર્તાસંગ્રહ

પશમી અને બીજી વાતો

૧

# લડાઈની આગ

**આઈલ** ઑફ મેન–માનવદ્વીપ નામના બેટ ઉપર પશ્ચિમ દિશામાં પીલ નામના માછીમારોના નાના શહેરની સહેજ દક્ષિણે નોકાલો નામની એક મોટી જાગીર છે. એ જાગીરની ઊંચી ભૂમિ પરથી બંદર, ફુરજો, પાણીમાં લંગર નાખી પડેલી માછલાં પકડતી નાની હોડીઓ અને દૂર વળાંક લેતો સમુદ્ર બરાબર જોઈ શકાય છે. દરિયાના કિનારા અને જાગીરની વચ્ચે ટેકરીઓની એક કાળી ધાર ઊભી છે. ધાર ઉપર અણીદાર પથ્થરવાળાં શિખરો છે. સૌથી ઊંચી ટેકરી ઉપર એક ચોરસ ટાવર છે. ટાવરને લોકો 'કોરીન્સ ફોલી' કહે છે. 'કોરીન્સ ફોલી'ની નીચે એક કબ્રસ્તાન છે. કબ્રસ્તાનને ફરતી પથ્થરની નાની દીવાલ છે.

દરિયો એટલો નજીક છે કે ઘણે દૂર સુધી એનો ઘૂઘવાટ સંભળાય છે. ઉનાળામાં તો ત્યાંથી જ્યારે હવા વાય છે ત્યારે ભેળો ક્ષાર પણ ઊડી આવે છે. આજુબાજુનો પ્રદેશ રસાળ નથી પણ તોય મનને ગમી જાય તેવું છે. શિયાળામાં સૂર્યની તડકી જેવી મીઠી લાગે તેવી મીઠી અહીંની શાંતિ લાગે છે.

ટેકરીની ખીણમાં કૃષિ-ઘર છે. ટેકરીઓની મીઠી હૂંફમાં એ નિરાંતે પડયું છે. મોટું ઘર છે, બાજુમાં બીજી પણ ઘણી ઓરડીઓ છે. મોટા રસ્તા પરથી નાની સાંકડી 'શેરી' ત્યાં સુધી પહોંચેલ છે. શેરીની બંને બાજુએ નાનાં ઝાડો છે.

આ જાગીરને રોબર્ટ કેઈન નામનો એક ખેડૂત ભાડે ખેડે છે. રોબર્ટ કેઈન વૃદ્ધ છે પણ એનું જોશ હજી જુવાન જેવું છે. હજીયે એ બાંયો ચડાવીને જ અક્કડ રહી ચાલતો હોય છે. આ નોકાલોને ખેડતાં ખેડતાં જ એણે જિંદગી વીતાવી છે. એની પહેલાં એના બાપ-દાદાઓએ પણ આ જ જાગીરને ખેડેલી. આ જાગીર સાથે એમનાં જીવન જોડાયાં છે. જાગીર એ કુટુંબનું એક અંગ બની ગયેલી છે.

રોબર્ટ વૃદ્ધ થયો અને વળી એની પડખે એનો દીકરો જુવાન થઈને ઊભો રહ્યો હતો એટલે એટલે એણે પોતાને માથેથી ભાર ઉતારી નાખેલો. જિંદગીનાં છેલ્લાં વર્ષો સંપૂર્ણ આરામમાં એ ગાળતો ઘરમાં જ પડયો રહે છે. રવિવાર સિવાય ભાગ્યે જ બહાર નીકળે.

"બુઢ્ઢો થયો ને! હળ તો હવે નથી ઝલાતું. ઉપદેશનાં

એ વેણુ કોઈ અજ્ઞાનીને કાને નાખી શકાય તો મનને શાંતિ !" આમ બોલી તે દેવળમાં જતો અને પાદરીનું થોડું કામ કરી આવતો.

એની પત્ની મૃત્યુ પામી છે. રેલ્વે-સ્ટેશન તરફ જતાં જાગીરના મોટા દરવાજાની નજીકમાંથી વળાંક લેતાં કર્ક પેટ્રીકનું દેવળ આવે છે તેમાં જ તેને દાટી છે.

જુવાન દીકરો છે, તેનું નામ પણ રોબર્ટ છે. પણ રોબી એવા હૂલામણા ટૂંકા નામથી જ સૌ એને બોલાવે છે. એક દીકરી છે. દીકરીનું નામ મોના છે. દેવને દુર્લભ એવાં બેય છોકરાં છે.

રોબી છવીસ વર્ષનો ફાંકડો જુવાન છે. ચોખ્ખી ચમકારા મારતી આંખો છે, લીલી ધ્રો જેવો તાજગીભર્યો એનો ચહેરો છે. બાપનો તો એ જમણો હાથ છે.

મોના ત્રેવીસેક વર્ષની કુમારિકા છે, પણ કોઈ એને છોકરી ન કહે; એને જોતાં જુવાન મરદનેય ભૂલી જવાય એવું તો એનું બાટીલું, ભરાવદાર બદન છે. ઊંચી-પહોળી છાતી, મજબૂત સ્નાયુઓ, મક્કમ પગલાં. અક્કડ દેહ. મોટી માંજરી આંખો અને કાળા ભમ્મર કેશ-યાવનની સાક્ષાત મૂર્તિ જાણે.

માતાના મૃત્યુ પછી ખેતી અને ખેતીનાં કામ કરનાર મજૂર-સાથીદારોની સાર-સંભાળ મોના લે છે. એ કરે તે જ વ્યવસ્થા, એ આપે તે જ હુકમ, એનો ભાઈ અને વૃદ્ધ પિતા

સુદ્ધાં એનું ચીંધ્યું કરે છે. બધાએ એની આવડત અને શક્તિને યોગ્ય માની લીધાં હતાં.

મોનાના હૃદયમાં 'માધુરી' નથી ફૂટી, પણ એને મિત્રો મળી ગયા છે. એક તો હતો લાંબો જહોન કોલેંટ–એ સાહેબ એક ભૂખડી જાગીરના ભાવિ જાગીરદાર છે. નોકાલોના શેઢાને તેના ખેતરનો શેઢો ભેટે છે. મોના પાસે એ બહુ આવે છે, એ બહુ આવે છે, પણ જેવો ઘાટ વગરનો એ છે, તેવી જ ઘાટ વગરની વિચિત્ર એની પ્રીતની રીત છે.

"ડગલાસ આખાને દૂધ પૂરું પાડી શકીએ એટલાં ઢોર આપણા બે જ પાસે હોય તો! કેટલું સરસ!"

ચોપડીમાંથી જેમ ભાષા ઉકેલી લે તેમ મોના એને ઉકેલી લે છે અને એની થોડી મશ્કરી કરીને એને ઘર ભેળો કરી દે છે.

નોકાલોની જમીન પર ખેડ બહુ નથી થતી. ઘરને વરસ આખું દાણાની જોગવાઇ થઈ રહે તેટલા જ ભાગમાં જ જવ અને ઘઉં વાવે છે અને બાકીના મોટા વિસ્તારમાં તો ચરાણ જ છે. એમનો મુખ્ય ધંધો પીલ શહેરને દૂધ પૂરું પાડવાનો. એટલે ઢોરાંને ચરવા માટે જ ખાસ જમીન જોઈએ.

સવારે છ વાગ્યે રબારણો આવે, સાત વાગે દૂધની બાલદીઓ ભરાય. બધી બાલદીઓ એક મોટી રેંકડીમાં ગોઠવાય અને મોના એને શહેરમાં હડસેલી જાય.

* * *

## લડાઈની આગ

૧૯૧૪ની સાલના ઑગસ્ટ માસની શરૂઆતના દિવસો છે. રવિવારનો તેજસ્વી સૂર્ય આકાશમાં ઊગ્યો છે. મોના મોટા દરવાજાની બહાર નીકળી. એક મોટો કડાકો સાંભળીને ચમકીને તે ઊભી રહી ગઈ. એક લાઈફબોટના તોપખાનામાંથી નીકળેલો તોપનો એ કડાકો હતો એમ સમજી ગઈ. એણે દરિયા તરફ નજર કરી. દરિયો નિર્દોષ બાળકની પેઠે ઊંઘતો હતો, ક્યાંયે એક પણ વહાણ દેખાતું નહોતું. તો આ અવાજ શેને માટે ?

ખળાવાડમાંથી એક કૂકડો બોલે છે. ટેકરી પર ચડતાં ઘેટાંઓને સંભાળતો રોબીનો કૂતરો ભસે છે. વાડ ઉપરનાં પીળાં ફૂલો પર ચોંટેલી મધમાખો ગણગણે છે. ભૂરા આકાશમાં તરતું એક ચંડૂલ પક્ષી ગાતું જાય છે. જેવું સવાર તાજગીભર્યું છે તેવી જ તાજગીભરી એક કુમારિકા દૂધની એક રેંકડી શહેર તરફ હડસેલ્યે જાય છે, તે રેંકડીનાં પૈડાંનો કચૂડ કચૂડ અવાજ એક ધારો વહ્યો જાય છે. બસ, આ સિવાય બધું નીરવ છે.

પીલ પહોંચતાં મોના જુએ છે કે વહાણના ખલાસીઓ જેવા ભૂરા રંગના ગણવેશ પહેરીને ઘર–ઘરમાંથી માણસો શેરીમાં બહાર પડે છે. એ સૌ પોતાનાં પત્ની–પુત્ર અને પરિવારની વિદાય લેતાં છેલ્લી સલામો કરે છે, અને ખડખડ હસતાં સ્ટેશન તરફ દોડી જાય છે.

"શું છે આ ધમાલ ?" મોના એક સ્ત્રીને પૂછે છે.

" ખબર નથી ? લડાઈ શરૂ થઈ છે. ડગલાસના બારામાંથી ચાર સ્ટીમરો ભરાઈને માણસો ઊપડે છે."

" લડાઈ કોની સાથે ?"

"બીજા વળી કોની સાથે ? પેલા જર્મનો સાથે."

જર્મનીએ બેલ્જીયમ ઉપર છાપો માર્યો છે, કીડી પર માતંગ કટક લઈ ચડેલ છે અને બીજી પ્રજાઓ એ રાક્ષસ જર્મનીને એની ખો ભુલાવવા બેલ્જિયમની વહારે ચડી છે.

" ત્યારે તો જર્મનીમાં પણ..."

" બધે...બધે જ વળી લડાઈ એટલે શું ? હવે તો સ્ત્રી-ઓએ પણ તૈયાર થવું જોઈએ."

* * *

નોકાલો પાછી ફરતાં શેબીને પણ મોનોએ આવેશમાં જોયો.

" તને પણ સમાચાર મળી ગયા ?"

" આ તો લડાઈ, આગ. એને ફેલાતાં કેટલી વાર ?"

" જુવાનોને જુવાની બતાવી દેવાનો ખરો અવસર."

" એમાં કંઈ શંકા છે ? હું પણ...જોજે તો !"

શેબીની કાળી આંખો ઝગારા મારે છે. ખેતરો ઉપર તે એક નજર ફેરવે છે. પીળાં ડૂંડાં અને પાકેલા સાંઠાને એ જોઈ રહે છે. મોસમ પૂરી થશે અને પછી......

પખવાડિયું વીતી જાય છે. એટમાં ખૂબ ધમાલ મચી રહી છે. કીચનરનો અવાજ ઠેર ઠેર ગાજે છે. "તમારા રાજાને અને તમારા દેશને તમારી જરૂર પડી છે." દીવાલો ઉપર આ શબ્દો ઠેર ઠેર વંચાય છે. છાપાંઓમાં મોટા મોટા અક્ષરે તે છપાય છે. દૂર દૂરના ભાગમાંથી જુવાનિયાઓ તેનો જવાબ આપવા દોડી આવે છે.

મોના અને રોબી મોસમ લણી લેવા રાત ને દિવસ મંડચાં છે. મોનાનો આવેશ થોભ્યો થોભાતો નથી.

"આહ! હું પુરુષ કેમ ન જન્મી?"

"એ જ લાગની છો."

"પણ છોકરીઓ લડાઈમાં કેમ ન જઈ શકે?"

"એંહ! છોકરીઓ? એ શું કરી શકવાની હતી?"

મોના મોઢું ચડાવે છે.

*　　　*　　　*

લણણી પૂરી થઈ. કાપણી પણ થઈ ગઈ. હવે દાણા ઊપણવાના જ રહ્યા છે. રોબી શહેરમાં ગયો છે. ઘરમાં બાપ–દીકરી એકલાં જ છે. વૃદ્ધ બિચારો ગંભીર થઈ ગયો છે. એની સામે ક્રિમિયન યુદ્ધ અને તેનાં પરિણામો તરે છે.

"રોબી ભારે ઉતાવળો થાય છે." પિતા કહે છે.

"એમાં કંઈ નવાઈ છે?" મોના કહે છે.

એટલામાં જ રોબી વંટોળિયાની પેઠે અંદર ધસી આવે છે.

"જોડાઈ ગયો, હું. બાપુ, મોના, હું સૈનિક તરીકે લશ્કરમાં જોડાઈ ગયો !"

મોના એને ગળે વળગી પડી. "મારો ભાઈ, મારો વીર, બહાદુર!" ભાઈને મોના હેત કરવા લાગી છે. વૃદ્ધ ચૂપ રહે છે, અને પછી સૂવા માટે ધીમે પગલે ચાલ્યો જાય છે.

બીજા થોડા દિવસો ચાલ્યા જાય છે. રોબીની વિદાયનો દિવસ છે. સાંજ પડી છે, ઘરનાં સૌ જમવા માટે બેઠાં છે. વૃદ્ધ સૌની વચ્ચે છે. આજુબાજુ ચાકરો છે. મોના પીરસે છે. ખાખી ગણવેશમાં રોબી અંદર આવે છે. મોના ભાઈનો દેખાવ જોઈને થંભી જ જાય છે, "મારો ભાઈ આટલો રૂપાળો તો કદી નહોતો લાગ્યો!"

"બાપુ, મોના, જાઉં છું. સૌને સલામ," રોબી ઉત્સાહથી બોલે છે.

મોના રોબીને વળાવવા મોટા દરવાજા સુધી એની સાથે આંકડા ભીડીને જાય છે. મોટાં ડગ ભરતી ઉત્સાહભેર તે વાતો કરે છે. "રોબી મારો વીર! પણ મારો સાચો વીર કેટલો છે તે તો તું કેટલા જર્મનોને મારે છે તે પરથી જ જણાશે." અને પછી દાંત ભીંસીને બોલે છે, "જર્મનો—બદમાશો, લુચ્ચાઓ, ઓહ! મને લડાઈમાં કેમ નથી લઈ જતા? કાચા ને કાચા એ હરામખોરોને કરડી ખાઉં હું તો!"

મોટા રસ્તા પર તો જબરો કોલાહલ મચ્યો છે. ઘર-ઘરમાં જુવાનો અને માબાપો લડાઈની વાતો મોટે સાદે કરી

રહ્યાં છે. એક સૈનિક–ટુકડી ખીણમાં વસેલા એક ગામથી ઊતરી આવી કૂચ–ગીત ગાતી તાલબદ્ધ પગલે સ્ટેશન તરફ જાય છે. એમનાં ખાખી કપડાં મોનાને ઉશ્કેરાટના વંટોળે ચડાવે છે. ઘરોમાંથી માણસો ટુકડીને જોવા બહાર ડોકાય છે. ચારે તરફ વાતાવરણ આનંદની ઘોષણાઓથી ગાજી ઊઠે છે.

રોબી આ ટુકડી સાથે ભળી જાય છે. તે કર્ક પેટ્રીકનો ખૂણો વળે અને ઝાડો આડે દેખાતો બંધ થઈ જાય ત્યાંસુધી મોના એની પાછળ જ જોઈ રહે છે. પછી ધીમે પગલે એ ઘરમાં પાછી આવે છે, વૃદ્ધ પિતા ભારે હૈયે તે વખતે પથારીમાં પોઢયા છે. ઈશ્વરની બાજી કોણ જાણી શકે તેમ છે?

બે મહિના વીતી જાય છે. મોના ખેતીને સરસ રીતે સાચવે છે અને બધું સરળ રીતે ચાલે છે. દર આઠ દિવસે રોબીનું એક પત્તુ આવે છે. શરૂઆતમાં તો પોસ્ટકાર્ડમાં ખૂબ વિનોદ ભર્યો હોય છે. વચ્ચે આવેશભર્યા વાકયો પણ આવે છે. 'યુદ્ધ તો લિજ્જતદાર રમત છે! યુદ્ધ એક મહાન સાહસ છે. પોતાને હવે ફ્રંટ ઉપર મોકલવામાં આવનાર છે' પછી જે પત્રો આવે છે તે ગંભીરતાપૂર્ણ હોય છે, પણ એથી ચિંતા જેવું નહિ સમજવું. એ ખુશમિજાજ રહે છે, થોડા સમયમાં પેલા દૈત્યો પૂરા થઈ જશે અને એ ઘેર આવીને ઊભો રહેશે.

રાત્રે વાળુ પછી વૃદ્ધ પિતા સગડી પાસે બેસે છે અને એક અંગ્રેજી છાપું ઘરમાં બધાંને વાંચી સંભળાવે છે. આ

પહેલાં બાઈબલ કે ધર્મપત્રિકા સિવાય એણે કશું કદી વાંચ્યું નહોતું.

છાપામાં જર્મનોનાં નીચ કૃત્યોનાં અહેવાલો હોય છે. મોના એ સાંભળીને સળગી જાય છે. "એ કમબખ્ત પ્રજાને શા માટે ઈશ્વર એકદમ નેસ્ત–નાબૂદ કરી નથી નાખતો? પોતે ઈશ્વર હોત...!" વૃદ્ધ ચૂપ જ રહે છે. પછી જ્યારે ઉપદેશ વાંચવાનો સમય થાય છે ત્યારે તેનાથી વાંચી શકાતું નથી ને તે સૂઈ જાય છે. ભાવિ અગમ્ય છે. કોને ખબર બધું કયા મહાન હેતુથી થઈ રહ્યું હશે!

શિયાળો પોતાનું સ્વરૂપ બતાવવા લાગ્યો છે. બહાર રાતની ભયંકરતા વધે છે. લંડનના આઘાતજન્ય ત્રાસના સમાચાર વૃદ્ધ વાંચે છે. જે જર્મનોને અંગ્રેજોએ વફાદાર અને પ્રમાણિક સેવકો માનેલા તેઓ તો જાસૂસો જ નીકળ્યા. એક ઝેપલીન લંડન ઉપર ઊડી આવ્યું હતું. જો કે જાનની ખુવારી નહોતી થઈ પણ જર્મનોએ એથી કંઈક નિશાનીઓ જરૂર કરી હશે.

"સરકાર શા માટે બધાને જેલમાં ખોસી દેતી નથી?" મોના બોલી ઊઠે છે. 'એકેકે એકને! દંભીઓ, દ્રોહીઓ, ખૂનીઓ!"

વૃધ્ધે બાઈબલ ઉઘાડ્યું હતું તે તેણે બંધ કરી દીધું ને સૂવા માટે ઊઠવા માંડ્યું.

"ભારે કઠોર છે છોકરી!"

૨

# મૃત્યુને માંડવડે

નાતાલના દિવસો આવ્યા, વસંત આવી, જમીનમાં બી નંખાઈ ગયાં, શિયાળો આખો કોઢમાં પુરાઈ રહેલાં ઢોર અને ઘેટાં બકરાં ફરી ચરવા માટે ટેકરી પર ચડવા પામ્યાં.

પણ લડાઈ હજુ ચાલે છે, રોબી હજુ ઘેર આવ્યો નથી.

વસંતની ખુશનુમા સવાર છે; પીલથી રેંકડી ખેંચતી મોના પાછી ફરે છે. આવતાં એ જુએ છે કે ત્રણ ગૃહસ્થો પોતાના વૃદ્ધ પિતાની સાથે જાગીર ઉપર ફરતા વાતો કરી રહ્યા છે. એકે અમલદારી પોષાક પહેર્યો છે, બીજા બેએ રેશમની હેટ અને હળવો ઓવરકોટ પહેરેલ છે.

મોટા દરવાજા આગળ તે અંદર વળે કે ચોથો કોઈ ગૃહસ્થ ટેકરીની બાજુ પરથી આવી એમની સાથે થાય છે.

એણે એક બંડી પહેરી છે, કાખમાં બંદૂક દબાવી છે અને એની બાજુમાં બે કૂતરાં ચાલ્યાં આવે છે. મોના આ ચોથા ગૃહસ્થને ઓળખે છે, એ એમનો જમીનદાર હતો. એની બાજુમાંથી રેંકડી હંકારી લેતાં એણે સાંભળી લીધું:

"પણ પછી લડાઈ પૂરી થયે? લડાઈ પૂરી થયા પછી ખેતરોનું શું?"

"એની ચિંતા ન કરો." જમીનદાર કહે છે.

"તમે જીવો ત્યાંસુધી અહીં જ છો એ ખાત્રીથી સમજી લો, રોબર્ટ–તું અને તારાં છોકરાં તમારા બાપદાદાઓએ આ જમીન ખેડી છે અને તમારાં છોકરાં જ એ ખેડશે."

મોના ઘોડાને છોડે છે અને ઘરમાં જાય છે. પછી જ્યારે પેલાઓ ચાલ્યા જાય છે અને વૃદ્ધ અંદર આવે છે ત્યારે એ એને જરા અટકી અટકીને બધી વાત કહે છે. જે લોકો આવ્યા હતા તેમાંનો એક તો આ બેટનો ખુદ ગવર્નર હતો. બીજા બે પણ સ્થાનિક સરકારી કચેરીના અમલદારો હતા.

"લાગે છે કે સરકારને તારો મત પહોંચી ગયો છે."

"એટલે?" મોનાએ પૂછ્યું.

"તું કહેતી હતી કે બધા જર્મનોને જેલમાં ખોસી દેવા જોઈએ."

"એમાં નવાઈ છે કંઈ?"

"સરકાર એમ જ કરે છે."

"જર્મનોને કેદમાં નાખે છે?"

"હા. તોફાન ન જગાડે માટે નજરકેદની છાવણીઓમાં પૂરી રાખવા."

"બરાબર, એ જ બરાબર છે. બદમાશો જાસૂસી કરવા માગે છે! પણ હાં, પેલાઓ–અમલદારો કેમ આવેલા અહીં?"

"ગવર્નર એ બધાને લાવેલ. એ એમ માને છે કે છાવણી માટે નોકાલો જેવું સરસ સ્થાન એક પણ નથી."

મોના પળવાર અવાક્ બની રહે છે અને પછી બોલે છે, "ત્યારે જર્મન લોકો માટે આપણે આપણી જન્મભૂમિ છોડી જવાની? આપણને અહીંથી હાંકી કાઢવાના?"

"છેક એમ તો નહિ." વૃદ્ધ કહે છે, અને પછી એની પાસે જે યોજના રજૂ થઈ હતી તે એ સમજાવે છે. એ અને એનું કુટુંબ ભલે ત્યાં જ રહે અને ટેકરી ઉપરનો ગૌચરનો ભાગ પણ ભલે એમ જ રહે, પણ એમણે છાવણીને દૂધ પૂરું પાડવું જોઈએ.

"એટલે કે જર્મનોને જીવતા રાખવા માટે આપણે કામ કરવું! અને એના ભાઈઓ આપણા જુવાનોને ફ્રાંસમાં કાપતા રહે! ના, એ કદી નહિ બને."

એના પિતાએ એ વિષે ના પાડી.

"ચોખ્ખી ના પાડી દેવી. જ્યાં સુધી જમીનનું ખત ચાલુ છે ત્યાં સુધી તો જમીન એમની જ છે અને તેઓ ના પાડી શકે છે. કહી દેજો ગવર્નરને કે છાવણી માટે બીજી જગ્યા શોધી લે."

વૃદ્ધ સમજાવે છે કે એ સિવાય બીજો કોઈ રસ્તો નથી. લડાઈના વખતમાં સરકાર માગે તે આપવું જ પડે.

"તો ભલે સરકાર ખેતરો રાખે, આપણે ચાલ્યાં જઈશું બીજે." મોના કહે છે.

વૃદ્ધ વળી સમજાવે છે કે એમનાથી એમ પણ નહિ બની શકે અને એણે બધું કબૂલી પણ દીધું છે."

"તો–એમને મારી તો જરૂર નથી ને ?"

"એમને તારી જરૂર છે જ. એ લોકો કોઈ સ્ત્રીને છાવણી નજીક આવવા દેવા માગતા નથી, પણ સંજોગ એવા છે કે એક સ્ત્રીની જરૂર પડવાની જ."

"તો તે સ્ત્રી હું જ શા માટે હોઉં !"

વૃદ્ધે સમજાવ્યું, ત્યારે શું એને ત્યાં એકલો છોડીને તે બીજે ચાલી જશે ?

"હું બુઢ્ઢો થતો જાઉં છું, રોબી યુદ્ધમાં ગયો છે..."

"બસ બાપુ..."

મોના ત્યાં રહેવા સંમત થાય છે. પિતાને ખાતર એ ત્યાં રહેવા તૈયાર છે. પણ જર્મનોની વચ્ચે રહેવાના અને એમની જરૂરિયાતો પૂરી પાડવાના વિચાર માત્રથી એને ઘૃણા છૂટે છે.

"આ કરતાં લડાઈમાં જવું સારું, હજારગણું સારું!"

*　　　*　　　*

એક પખવાડિયા પછી ઈંટ, ચૂના અને લાકડાનાં વેગનો અને અણિયાળા તારના મોટાં મોટાં ફીંડલાં જાગીરની જમીન ઉપર ઠલવાય છે. આખો દિવસ અને અર્ધી અર્ધી રાત સુધી કેટલાય કડિયા અને સુતારો કામ કરે છે. લીલાં ખેતરોમાં ભૂંડા ભૂખ પથ્થરના રસ્તા તૈયાર થાય છે, કૃષિ–ઘરથી મોટા દરવાજા સુધી જે શીતળ હરિયાળી અને બે બાજુ ઝાડોવાળી 'શેરી' હતી તેને કાઢી નાખી પહોળો રસ્તો તૈયાર કર્યો, ખીલતાં ફૂલોની વાડીઓને તોડી પાડી, જ્યાં ખેડુ—સાથીઓને રહેવાની, રખોપિયાની અને ઘાસ તથા અનાજ ભરવાની લાકડાની ઓરડીઓ હતી ત્યાં ઉપર નીચે બધે ડામર પાથરી દીધો.

મોના તો જોઈને સ્તબ્ધ બની ગઈ, ક્યાં ગયું એનું લીલું ખેતર? ક્યાં ગયો વિશાળ ભૂમિપટ અને ખુલ્લી કુદરત? 'ભયંકર જાદુ!' મોના બોલે છે.

જાગીરનો દક્ષિણનો ઘણો ખરો ભાગ અણિયાળા તારની

એવડી દીવાલમાં ઘેરાઈ ગયો. આ કાંટાની વાડમાંથી બહાર નીકળવાનો જે પ્રયત્ન કરે તેનું શરીર રૂંવે રૂંવેજ વિંધાઈ જાય, જંગલી જનાવરોને પૂરવાનાં જાણે પીંજરાં! પહેલા નંબરનું કમ્પાઉન્ડ થોડા વખતમાં જ ખુલ્લું મુકાશે.

જાગીર ઉપર સ્ત્રીમાં હવે મોના એક જ રહી છે. બધી મજૂર-સ્ત્રીઓને રજા દઈ દેવામાં આવી છે અને તેને ઠેકાણે પુરુષો અને છોકરાઓ આવી ગયા છે. છેલ્લી એક છોકરી હતી તેને પણ નછૂટકે રજા દઈ દેવી પડી. એ છોકરીનું નામ હતું લિઝા કિન્નીસ, ખૂબ સુંદર હતી. આખા પીલ શહેરને નચવે એવી હતી, લડાઈ પહેલાં રોબી પણ એની તરફ આકર્ષાવા લાગ્યો હતો, રોબી ગયો તોપણ તે તો ત્યાંથી જવા નહોતી ઇચ્છતી, પણ મોના એને ન રાખી શકી.

* * *

સાંજનો સમય છે. રેલવે-ટ્રેઈનની સીટી મોનાએ સાંભળી, સ્ટેશનમાંથી છેલ્લી ગાડી નીકળી ચૂકી હતી અને પછી ખટ ખટ ખટાખટ જાણે લશ્કર કૂચ કરી રહ્યું હોય તેવો અવાજ આવે છે.

જર્મનોનો પહેલો જથ્થો આવે છે, મોના બારીમાંથી એમને જુએ છે. કાળાં સભ્ય વસ્ત્રોમાં બબ્બેની જોડીમાં લાંબી કતાર ચાલી આવે છે—જાણે કાળા સર્પો ચાલ્યા આવે છે. મોનાના શરીરમાંથી ઝણઝણાટી પસાર થઈ જાય છે.

બીજે દિવસે એવા વધારે જર્મનોને આવતા તે બારી-માંથી જુએ છે. બધાનાં મોં ચિંતાગ્રસ્ત છે. એમનાં મોં પર સંસ્કારી ભાવો છે. ગૌશાળા તરફ જતાં એક સંત્રીને મોના કહે છે, "લોકો દેખાવે તો ખરાબ નથી લાગતા." ઘણા ખરા લોકો ખાધે પીધે સુખી હતા. કેટલાક ઠીક–ઠીક પૈસાદાર પણ હતા. એમાંના કેટલાકની તો લંડનમાં મોટી પેઢીએ હતી, તેઓ બંગલાઓમાં રહેતા. વૃદ્ધ પિતા મોનાને કહે છે, "બિચારાએ આવો ખોરાક કદી ખાધો નથી. એમને આ ખોરાક ફાવતો નથી."

"ખોરાક ફાવતો નથી? સેતાનો! કેમ જાણે અહીં એમને મહેમાનગીરી લેખે બોલાવ્યા હોય! એ લુચ્ચાઓને તો આટલું પણ શા માટે?"

શાંતિથી વૃદ્ધ આંખો મીચી જાય છે. "પ્રભુ એમને સદ્બુદ્ધિ આપો! પ્રભુ એમના ગુનાઓની ક્ષમા આપો! બિચારા કેદી, સ્ત્રી બાળકોથી વિખૂટા પડેલા!"

"ત્યારે એમની દુષ્ટતાનો જવાબ આપવા આપણા જુવાનો ગયા છે તે પોતાનાં સ્ત્રી, બાળકો ને માબાપોને સાથે લઈને જ ગયા છે? ફ્રંટ ઉપર લડતા આપણા ભાઈઓને જે મળે છે તે કરતાં આ ખરાબ છે? નાલાયકો! બદમાશ્...શો!"

* * *

ફરી બીજું પખવાડિયું વીતી જાય છે. પેલી ભયંકર

જાદુગરીની જાળ વધુને વધુ પથરાતી જાય છે. જાગીરની જમણી બાજુએ બીજા નંબરનું કમ્પાઉન્ડ તૈયાર થઈ ગયું છે.

આજે એજ સમયે મોના ખટખટ કૂચના પેલા અવાજો ફરી સાંભળે છે. જર્મનોનો બીજો જથ્થો આવી પહોંચ્યો છે. પહેલા કરતાં આ લોકો ઘણા જ ખરાબ દેખાય છે. ગંદા, ભિખારા જેવા, લિવરપુલ અને ગ્લાસગોનાં બંદર પરથી કે દરિયામાં ફરતાં વહાણો પરથી પકડી આણેલા બધા ખાર-વાઓ જ હતા. એ બધા અક્કડ ચાલતા હતા કે ચાલવાનો ડોળ કરતા હતા. હસતા ગાતા અને મોટેથી બૂમો મારતા તે લોકો અંદર આવે છે.

મોના બારણામાં ઊભી રહી એમને જુએ છે. પણ એ લોકો મોના સામે તાકી તાકીને જોઈ રહે છે અને મોના ન સમજે તેવું કંઈ એની પ્રત્યે બોલવા લાગે છે અને પછી ચુંબન લેતા હોય તેમ અભિનયમાં હોઠોના બુચકારા બોલાવે છે.

મોનાને રૂંવાડે રૂંવાડે આગ ફરી વળે છે.

"હિજડાઓ ! કુત્તા...!"

"બેટા, બેટા!" વૃદ્ધ બોલે છે. "ભારે કઠોર!"

* * *

એક મહિના પછી ત્રીજા નંબરનું કમ્પાઉન્ડ પણ તૈયાર થઈ જાય છે અને ફરી એક વાર જાગીરની માટી પર ઠક–

ઠક ઠક–ઠક ભારે પગલાંઓ પડે છે. આ વખતે મોના મોઢું પણ બહાર કાઢતી નથી. આ જર્મનો સાથે એણે રહેવાનું ! આ જર્મનોને એણે જોઈતી ચીજ પૂરી પાડવાની ! એનું માથું ફાટવા લાગ્યું.

ત્રીજા નંબરમાં નવી ટુકડી ચાલી જતી સંભળાય છે. આ કમ્પાઉન્ડ સમુદ્રની દિશામાં મકાન હતું તે તરફ જ આવેલ છે. પેલા આવેલાઓની પેઠે આ લોકો અવાજ ન કરે તે માટે તાકીદ રાખવામાં આવી હતી. બીજે દિવસે વૃદ્ધે સમાચાર આપ્યા, ઘણા ખરા સરસ જુવાનો છે, જુવાન ડૉકટરો, જુવાન કારકુનો અને વિધવિધ ધંધાઓમાં પડેલા કાબેલ જુવાનો છે.

"કેટલા સુઘડ અને વ્યવસ્થિત છે!" વૃદ્ધ નવા આવેલા કેદીઓ વિષે અભિપ્રાય બોલે છે.

મોના હોઠ પીસે છે. જુવાન છે, કાબેલ છે, સુઘડ છે–બસ બસ એ લોકો જર્મન છે એટલું જ બસ છે.

"ભારે કઠોર છે છોકરી !" વૃદ્ધ બોલે છે. "આપણો મહાન ગ્રંથ શું શીખવે છે?–આપણો પિતા !"

જર્મનો પ્રત્યેની મોનાની ઘૃણા કલાકે ને કલાકે વધતી જ જાય છે, અને છતાં દિવસમાં બે વાર એણે એમાંના કેટલાકને મળવું જ પડે છે. સવારે અને સાંજે સંત્રીઓના પહેરા નીચે

કેદીઓ ગૌશાળા પાસે આવે. મોના એમને નક્કી કરેલા માપમાં દૂધ આપે, પેલાઓ એની જોડે વાતો કરવાનો પ્રયત્ન કરે પણ મોના ઊંચું જ જોતી નથી અને એમનું બોલ્યું ન સાંભળ્યું કરે છે.

હંમેશાં એક ફિક્કા ચહેરાવાળો જુવાન ત્રીજા કમ્પાઉન્ડમાંથી સૌથી છેલ્લો આવે છે. ઉધરસથી એ બેવડ વળી જાય છે. મોનાને લાગે છે કે એને ક્ષય હશે. 'સારું, એમ પણ એક જર્મન મરશે.' પણ ક્યારેક એનામાં દયાભાવ પણ આવી જાય છે પણ એને તે જોર કરીને હઠાવી દે છે. 'જર્મન! એના જ ભાઈઓએ લડાઈ સળગાવી છે ને!'

છાપાંઓ આવ્યે જાય છે. રાત્રે વાળુ પછી વૃદ્ધ પિતા એમાંથી લડાઈના સમાચારો વાંચી સંભળાવે છે. હમેશાં આગળ ને આગળ વધતાં જર્મન લશ્કરો હવે પાછળ હઠવા લાગ્યાં છે. મિત્ર–રાજ્યોનાં લશ્કરો ભેળાં થાય છે, એવી આશા રખાય છે કે થોડા જ સમયમાં એક જબરો ફટકો જર્મનો પર પડવાનો. વૃદ્ધનો અવાજ કે જે સામાન્ય રીતે ધ્રુજતો હોય છે તે આ વખતે સ્થિર બને છે. છાપાંના વાચન પછી ધર્મપુસ્તકનું વાંચન થાય છે. એ પૂરું થયે વૃદ્ધ એની ઉપર પોતાનું મસ્તક મૂકી આંખો મીચી જાય છે અને હાથ જોડીને બોલે છે:

"તારી શાંતિ એ મારી શાંતિ છે. જગત તને નહિ આપે તે હું આપવા તારી સામે ઊભો છું, તારું હૃદય વ્યથા ન પામો! તારા હૃદયમાં કદી ભીતિનો પ્રવેશ ન થાઓ!"

જ્યારે ભોજનગૃહમાંથી નોકરો બહાર નીકળી જાય છે ત્યારે મોના સગડી પાસે આવી, ઊંચી પેઢલી પર એક હાથ ટેકવી પૂછે છે, "બાપુ! તમે શું ખરેખર શાંતિ ઇચ્છો છો?"

"બેટા! પ્રભુ સાક્ષી છે, શા માટે ન ઇચ્છું?"

"હું તો શાંતિને નથી ઇચ્છતી. હું તો ઇચ્છું છું કે વધુ ને વધુ લડાઈઓ આવે. આ રાક્ષસ જેવા જર્મનો એકે એક સાફ ન થઈ જાય ત્યાંસુધી બસ લડાઈ ચાલ્યા જ કરે તે જ હું ઇચ્છું છું."

"ઓહ! બેટા, કેટલું ભયાનક! ભારે કઠોર છે તું!"

* * *

થોડા દિવસો પછી રોબીનો પત્ર આવે છે. એ હવે લેફ્ટનેન્ટના હોદ્દા પર આવ્યો છે અને એનો ઉત્સાહ પણ ખૂબ જ છે. આજ સુધી એણે ખરાબમાં ખરાબ પરિસ્થિતિનો પણ સામનો કર્યે રાખ્યો છે, પણ હવે બાજી પલટાય છે. એણે એક ખાનગી સમાચાર જાણ્યા છે કે એક મોટો હલ્લો થવાનો છે, એમાં પોતાને પણ પહેલી જ વાર ફ્રંટ પર મોકલવામાં આવનાર છે. ખૂબ ઉતાવળ છે, તૈયારીઓ જોશભેર કરવાની છે, પણ તે બધું ટૂંક સમયમાં સૌને જાણવા મળશે.

"એટલે...હવે સલામ બાપુ! મને યુદ્ધમાંથી વિજય મેળવી પાછો આવું તેવા આશીર્વાદ માગું છું. મોનાને કહેજો

કે પત્રનો થોડો ભાગ મેં અમલદારોની અમારી ગઈ રાતની સભામાં વાંચ્યો હતો અને બધા એકી અવાજે બોલી ઊઠ્યા હતા: 'ગજબ છોકરી! આનું નામ જુસ્સો!' અને પછી મેજરે કહ્યું: 'જો આવા આપણી પાસે માત્ર એક હજાર જ જુવાનો હોય તો આપણને મહિના કરતાં વધુ લાંબી લડાઈ ચલાવવી ન પડે!"

રોબીના કાગળ પછી એક અડવાડિયું વીતી ગયું છે. વિજયના સમાચારોથી છાપાં ગાજી રહ્યાં છે. દુશ્મનો ભાગે છે અને હારવાની અણી ઉપર છે.

વૃદ્ધ સામાન્ય રીતે બધી વખતે મૌન જ રહે છે. પણ ટપાલીના આવવાના સમયે તે બહાર રસ્તા આગળ આવીને ઊભે છે. પોતાની ચૂંગીમાંથી ધુમાડા કાઢતો તે ઊભો રહે અને ત્યાં જ સૂર્ય સમુદ્રમાં ડૂબકી મારે.

રોબીનો બીજો પત્ર હજી આવ્યો નહિ, પણ આજે ટપાલીને ઢીલા પગે છાવણીમાં દાખલ થતો મોના જુએ છે. એના હાથમાં કાગળ છે, પણ તેનું માથું નીચું છે. એના હૃદયમાં જાણે કશુંક ઘુંટાય છે. ટપાલી વૃદ્ધને પત્ર આપે છે અને બોલ્યા વિના ચાલવા માંડે છે.

વૃદ્ધ પરબીડિયાને આમ તેમ ફેરવીને જુએ છે. પરબીડિયું મોટું હતું અને તેના પર કંઈક છાપેલ હતું. અંતે મનને મજબૂત બનાવી તે પરબીડિયું ફાડે છે. ધ્રૂજતે હાથે કાગળ

બહાર કાઢે છે, એની સામે ટગર ટગર ટગર જોઈ રહે છે, વાંચવા પ્રયત્ન કરે છે પણ વંચાતું નથી. મોના નજીક આવે છે. ટાઈપ કરેલો કાગળ વૃદ્ધ મોનાને આપી દે છે.

"વાંચ તો બેટા!" કહીને પિતા પાસેના ઝાડનો ટેકો લે છે. મોના શરૂ કરે છે, "યુદ્ધના રાજમંત્રી દિલગીરી સાથે જણાવે છે કે..."

એ અટકી જાય છે. વૃદ્ધની સામે બધું સ્પષ્ટ અક્ષરોમાં તરી આવે છે.

રોબી કામમાં આવી ગયો.

જાણે એક અદૃશ્ય વીજનો ચમકારો વૃદ્ધ પર ઘા કરવાને આવે છે, એ લથડિયું ખાય છે. મોના ચીસ પાડે છે. ખેતરનાં નોકરો આવી પહોંચે છે. સૌ મળી વૃદ્ધને ઘરમાં લઈ જાય છે, એને પથારીમાં સુવડાવી દે છે. નજીક જ પહેલા નંબરના કમ્પાઉન્ડમાં એક અંગ્રેજ ડૉકટર રહેતો હતો તે આવે છે.

વૃદ્ધને આઘાત લાગ્યો છે, પણ એથી ભય પામવા જેવું નથી. જો કે એણે પથારીમાં જ પડ્યા રહેવું જોઈશે અને તદ્દન શાંત રહેવું પડશે, કોઈ પણ પત્ર કે છાપું જે એને અશાંત કરે તેવું કંઈ જ એને ન આપવું, એ આનો સાચો ઉપાય છે.

મોના રડતી નથી પણ એની આંખો ચમકે છે અને

એનાં નસકોરાં ફુલાય છે. જર્મનો પ્રત્યેની એની ઘૃણા હવે તો એટલી બધી વધી જાય છે કે તેનાથી એક શબ્દ પણ એ વિષે બોલી શકાતો નથી. એ લોકોએ એના ભાઈને મારી નાખ્યો, એ લોકોએ જ એના બાપ પર ઘા કર્યો, ઈશ્વર એનો બદલો લેશે. એકેએક જર્મન ઉપર–માત્ર રાજા કે કૈઝર ઉપર જ નહિ–એકેએક જર્મન ઉપર ઈશ્વરનો એવો કોપ ઊતરશે...

જો એવું કંઈ ન થાય, જો જર્મનો પર ઈશ્વરનો કોપ ન ઊતરે તો સમજવું કે જગતમાં ઈશ્વર નથી, જગતમાં કશું નથી.

# ૩

# કેદીઓનું આંતરજીવન

ત્રણ મહિના પસાર થઈ જાય છે. કેદીઓની છાવણી મોટી ને મોટી થતી જાય છે. જેલનો વડો અધિકારી, બીજા અમલદારો અને સંત્રીઓ મળીને જ બે હજાર જણા છે, અને સભ્ય કેદીઓની સંખ્યા તો પચીસ હજાર જેટલી થઈ ગઈ છે. જ્યાં લીલાં મીઠાં ખેતરો હતાં ત્યાં હવે મકાનો ઊભાં છે, વાડોની વચ્ચે ભૂખરી જમીન, તંબૂઓ, કોટડીઓ અને બેરૅકો ખાવા ધાતાં હોય તેવાં ઊભાં છે. બધાં ઉપર સેતાનનો કાળો પડછાયો ફરી વળ્યો છે. જેલ–કમ્પાઉન્ડથી અલગ કૃષિ–ઘર અને બીજાં ખાપટિયાં છે. ખાપટિયાંમાં ગાયો અને ઘેટાં–બકરાં છે. ગૌશાળાની બાજુમાં ખેડુ–સાથીઓને રહેવાનાં મકાનો છે.

સત્તાવીશ હજાર પુરુષો વચ્ચે મોના એકજ સ્ત્રી છે. માયાળુ જેલ–અધિકારી એને હસતાં હસતાં 'નોકાલોની માતા' કહે છે. ભાઈના મૃત્યુના શોકની અને પિતાને લાગેલા આઘાતની પ્રથમ અસર પૂરી થઈ છે. એનું કામ પહેલાં જેવું જ નિયમિત રીતે ચાલે છે. ગૌશાળાના 'જીવો'ને તો પાળવાં જ જોઈશે. જર્મનો આવ્યા પહેલાં નોકાલોને તે છોડી ન શકી તો હવે જ્યારે પિતા અર્ધ–પક્ષાઘાતમાં પડ્યા છે ત્યારે તો એ કેવી જ રીતે છોડી શકે?

જેમ બને તેમ વધુ સમય પિતા પાસે બેસવાની તે કોશિશ કરે છે. રાત્રે સૌને વાળુ કરાવી લીધા પછી તેની પાસે તે વાંચવા બેસે છે. વૃદ્ધની ઇચ્છા મુજબ તે હવે બાઈબલ જ વાંચે છે, અને પછી ભજનો ગાય છે. પણ હળવા વાંચન જેવું તો કંઈ વંચાતું જ નથી. વૃદ્ધ જાણે પહેલાંનો વૃદ્ધ રહ્યો જ નથી. એનું હૃદય ડહોળાઈ ગયું છે અને અંદર કડવાશ ફેલાઈ ગઈ છે. પોતે એકલો પડ્યો હોય ત્યારે તે પાપીઓને થયેલી શિક્ષાઓ મનમાં લાવે છે.

મોના ખરું કહેતી હતી. એ લોકો નરકના જ અધિકારીઓ છે. એમને માટે કોઈ પણ સજા ખરાબ નથી.

ક્રિસ્મસ આવે છે, બીજી ક્રિસ્મસ, એ પછી વસંત, બીજી વસંત; એકજ ઘરેડમાં જીવતું છાવણીનું જીવન મોના જુએ છે. પીંજરામાં જાનવર પૂર્યાં હોય તેવા કેદીઓ વહેલા મળસ્કામાં ઊઠે છે, હારબંધ ગોઠવાય છે, બગાસાં ખાતા

દિવસ વિતાવે છે અને રાત્રે અંધારામાં સૂઈ જાય છે. અજવાળાનો લાભ લઈ તેઓ ભાગી ન જાય તે માટે દીવાઓ દૂર દૂર મૂકવામાં આવ્યા છે. મોના ક્યારેક સાંભળે છે કે કેદીઓ તોફાને ચડે છે, તેને નિર્દયતાથી દાબી દેવાય છે; પહેલા કંપાઉન્ડના કેદીઓએ એક વાર જમતી વખતે તોફાન મચાવવાનો પ્રયત્ન કર્યો—'આવું તો ઢોર પણ ન ખાઈ શકે' એમ કહી ચાર જણાએ થાળીઓનો ઘા કર્યો, તે સાથે જ તેમને બંદૂકની ગોળીથી ઉડાવી દીધા! બધાએ ચુપચાપ ખાઈ લીધું. 'બરાબર એ જ શિક્ષાને લાયક છે એ લોકો!' મોનાના દિલમાં કરુણા લેશ માત્ર જાગતી નથી.

ત્રીજા કંપાઉન્ડના કેદીઓ વિષે એકવાર સંત્રીઓ વાતો કરતા હતા—મોના કાનમાં આંગળી નાખી જાય છે. બધા કેદીઓ અશિષ્ટ દુર્ગુણોમાં પડ્યા હતા. આ દુર્ગુણો માટે કેદીઓને કેવી શિક્ષાઓ થાય છે તે મોના રસપૂર્વક સાંભળે છે. કામને લઈને એને એ કમ્પાઉન્ડો પાસેથી ચાલવું પડે છે ત્યારે એને ભાન છે કે પોતાની પાછળ પેલાઓ ખરાબ નજરે જોઈ રહે છે અને હી, હી, હસે છે. 'સા...વાંદરાઓ!' એ પરસેવે રેબઝેબ થઈ જાય છે. એને લાગે છે કે જાણે પેલાઓ એનાં કપડાં ખેંચીને ચીરા કરી નાખે છે અને...'જંગલીઓ, મવાલીઓ!'

ઉનાળાની શરૂઆતના એક પ્રસન્ન પ્રભાતે સમુદ્ર ઉપરથી આવતા બંદૂકના એક ભડાકાએ મોના જાગી જાય છે. બહાર

નીકળી જોતાં એક ફોજી જહાજને બારામાં લંગર નાખતું તે જુએ છે. પછી તેને અમલદારોની ચાલમાં પણ ભારે ધમાલ થઈ રહેલી દેખાય છે. તેના સાંભળવામાં આવે છે કે લંડનથી ગૃહમંત્રી છાવણી જોવા આવે છે અને જેલ–અધિકારીએ ગવર્નરને તે વખતે બોલાવ્યા છે.

પછી ત્રણે મોટા અમલદારોને કમ્પાઉન્ડોને ચક્કર લગાવતા તે જુએ છે. એ લોકોને જેલ–અધિકારીને ત્યાં ભોજન માટે કૃષિ–ઘર પાસે થઈને જતા જુએ છે. મોના રસ્તા તરફની રસોડાની ખુલ્લી બારી પાસે ઊભી રહે છે. ક્રોધથી લાલપીળા થયેલા એક જણને તે બોલતો સાંભળે છે.

"તો તમે બીજી કઈ આશા રાખી શકો છો? માણસ જેવા માણસને કુત્તાની માફક પૂરી રાખો છો અને તમે આશા રાખો છો કે તેઓ સચ્ચારિત્ર્યવાન રહે, તેઓ મૂંગાં બેઢાં બની રહે, તેઓ મુડદાં તો નથી જ. એમનામાં દુર્ગુણ પેસે તેમાં કઈ નવાઈ છે? અને એ માટે તમે એને 'હલકા' એવું વિશેષણ પણ આપવાની કેમ હિંમત કરી શકો છો? આનો ઉપાય કરવા જ માગતા હો તો તે અત્યારે એક જ છે—કામ, બસ કામ."

આ પછી થોડા દિવસોમાં ઈંટો આવવા લાગે છે અને એક કારખાનું તૈયાર થવા લાગે છે. એક મહિનામાં તો એમાંથી ટીપવાના, વહેરવાના અને ઘડવાના અવાજો આવવા

લાગે છે. કેદીઓને કામ મળ્યું છે. મોના હસે છે. 'આ જાનવરો કદી માણસ થવાનાં છે? કોઈ કાળે નહિ.'

છાવણીની બહાર પીળાં અને ભૂખરાં ખેતરો ડોલવા લાગ્યાં. લણવાની મોસમ આવી ગઈ છે, પણ લણી શકે તેવા અને ઊભડ મજૂરી કરે તેવા તમામ લોકો લડાઈમાં ચાલ્યા ગયા છે. ખેડૂતો નિઃસાસા નાખે છે. 'આમને આમ દાણા ભોંયે પડી સડી જવાના. એકલે પંડે તે કેટલુંક ભેળું થાય?'

એક રાત્રે સમાચાર આવે છે કે જે કેદીઓની વર્તણૂક સારી હશે તેમને નજીકનાં ખેતરોમાં કામ કરાવવા માટે બહાર કાઢશે, અને સવારે તો ઘણા કેદીઓને બહાર નીકળતા મોના જુએ પણ છે.

'અરે આ નાલાયકોનો તે વિશ્વાસ હોય? આથી તો તકલીફ ઊભી થશે.'

પણ મહિનામાં તો બીજી જ આફત ઊભી થાય છે. કેદીઓ ઉપર જે પત્રો આવતા તે અમલદારો બરાબર જોતા-તપાસતા અને મંજૂર થયે જ આપવામાં આવતા. ઘણાખરાના પત્રો પ્રથમ તો એમના દેશના જ મિત્રોના આવતા, પણ હમણાં તો કેટલાક ઉપર અંગ્રેજ-ખેડૂત છોકરીઓના પત્રો આવવા લાગ્યા હતા. ખેતરોમાં આ છોકરીઓ આ જર્મન

કેદીઓ સાથે કામ કરતાં મિત્રતા બાંધી બેઠી હતી. એક છોકરીએ તો એના જર્મન-પ્રેમીને લખ્યું હતું કે તેને કંઈ એક એવી જાતની 'તકલીફ' જણાવા લાગી હતી કે જેને વિષે પોતે કંઈ જાણુતી જ નહોતી અને એને એની શેઠાણી હવે કામ ઉપર રાખે તેમ નથી. એ છોકરીનું નામ લીઝા ફિન્નીસ. નામ સાંભળીને મોનાના હોઠ સખત બની ગયા.

એના આવેશની હવે સીમા ન રહી. લીઝા ફિન્નીસ-એનો ભાઈ પણ લડાઈમાં ગયો છે. વેશ્યાઓ! જ્યારે એમના ભાઈઓ એમને માટે-એમના દેશ માટે-લડાઈમાં લડવા ગયા છે, લડે છે, મરે છે ત્યારે આ છોકરીઓ જર્મન મગતરાંઓની બાથમાં સમાવા જાય છે! બસ, આ જંતુઓને-એમને તો તોપને મોંએ જ બાંધવી જોઈએ.

"નહિ, એમ નહિ, પહેલાં તો એમને ફટકારવી જોઈએ. મારા હાથમાં સત્તા હોય તો હું તો ભર બજારે ચાબખે ચાબખે એમની ચામડી જ પ્રથમ ઉતેડી નાખું!"

મોનાના દિલમાં રજ પણ દયા નથી. જર્મન કેદીઓ પ્રત્યે ઘૃણાનું માપ જલદમાં જલદ કર્યું તે એને ન સમજાવાથી તે અકળાય છે. એમનાં મોં સામે જોતાં એને ચીતરી ચડે છે અને એમનો અવાજ સાંભળતાં એ કામ છોડી દે છે, અને છતાંય પિતાની ખાતર એને ત્યાં એમની નજીક રહેવું

પડે છે અને બે ટંક દૂધ આપવા એમની સામે પણ ઊભા રહેવું પડે છે.

*　　　*　　　*

વર્ષના છેલ્લા દિવસો છે, સવારે સાત વાગ્યે તે દૂધના ડબ્બા ભરે છે. કેદીઓ તે લઈ જવાને આવે છે. એ તમામનાં મોઢાં કેવાં છે? જાણે મોં ઉપર કાળા રંગનો પીંછો લગાવ્યો ન હોય! તેઓ તેને સલામ કરે છે પણ એ તો સામુંય જોતી નથી. જ્યારે એને લાગે છે કે બધા ચાલ્યા ગયા ત્યારે પણ ત્રીજા કમ્પાઉન્ડનો ડબ્બો ગૌશાળા પાસે પોતે મૂક્યો હતો તે જેમનો તેમ પડી રહેલો તે જુએ છે. પેલો માંદલો છોકરો જે 'ઠાં ઠાં' ઉધરસ ખાતો સૌથી છેલ્લો દૂધ લાવતો તેનો તે ડબ્બો હતો. મોના જવા માટે પીઠ ફેરવે છે કે અવાજ આવે છે, 'આ મારે માટે છે?"

એ ચમકે છે. એના અવાજમાં રહેલું 'કંઈક' મોનાને જકડી લે છે. એ અવાજ કર્કશ અને ઘોઘરો નહોતો, પણ નરમ, ધેરો અને મીઠો હતો, એક ક્ષણ એને થઈ આવે છે કે એ અવાજ રોબીનો છે.

એ સહેજ પાછું વળીને જુએ છે. આ જુવાન તો કોઈક બીજો છે. એને એણે ક્યારેય જોયો પણ નહોતો. ત્રીશેક વર્ષની એની ઉમર હશે. ઊંચો, પાતળો અને સીધો દેહ,

લીસા વાળ, ચમકતી આંખો, ઘાટીલો ચહેરો અને ભાવપૂર્ણ રેખાઓ—આ જુવાન શું જર્મન છે?

ક્ષણવાર ચુપ રહીને મોના કહે છે; "તમે કેદી છો?"

"જી, જે માણસ રોજ આવતો તેની લોહીની નસ સવારે વહેલાં ઊઠતાં જ તૂટી ગઈ છે અને એને હોસ્પિટલમાં લઈ ગયા છે. એને બદલે મારે આવવું પડ્યું છે."

"તમારું નામ—?"

"ઓસ્કર."

"ઓસ્કર..."

"ઓસ્કર હેઈન."

"ત્રીજા કમ્પાઉન્ડમાં જ છો?"

"જી."

એક ક્ષણ મોના એની સામે તાકીને જોઈ રહે છે પણ તુરત કશુંક યાદ આવતાં બોલે છે.

"હાં, એ ડબ્બો તમારો છે, ઉઠાવીને ચાલતા થાઓ. તમે કેદી છો, મારી સાથે બિલકુલ વાત કરવાનો પ્રયત્ન નહિ કરવો."

"જી, આભાર થયો." કહીને ઓસ્કર પોતાની ટોપીને હાથ અડાડી સલામ કરે છે.

એ પોલીસની આગળ રહીને ચાલતો થાય છે. મોનાને ભાન થાય છે કે પોતે દરવાજામાંથી ને પછી ગૌશાળાની બારીમાંથી એની પાછળ જોઈ રહી છે.

કોણ જાણે કેમ પણ એ આખો દિવસ ભારે મને જ એ કામ કરે છે. સહેજ ભૂલ આવતાં નોકરોને ધમકાવી નાખે છે. રાત્રે વાળુ થઈ ગયા પછી પિતા જ્યારે એને વાંચન માટે નીચે બોલાવે છે ત્યારે જવાબ આપે છે–" આજે નહિ બાપા, આજે જરા માથું દુઃખે છે."

સગડી આગળ તે એકલી બેસી જ રહે છે. એમ ને એમ સવાર પડી ગઈ છતાં બિછાના તરફ એ વળતી નથી.

## ૪

# કોઇનો લાડકવાયો

વધુ એક મહિનો ચાલ્યો જાય છે. મોના પોતાની અંદર પોતાની સામે જ સખત લડાઈ માંડી બેઠી છે. એનામાં કોઈ સેતાનનો પ્રવેશ થઈ ગયો લાગે છે. દિનપ્રતિદિન એની સામે લડવા એને વધારે ને વધારે જોર વાપરવું પડે છે.

એ અસંભવિત છે. એ બની જ કેમ શકે? એ સાચું ન જ હોઈ શકે, પણ દોષ મારો જ છે. એ વિચારે ચડે છે.

પોતાના ગુપ્ત શત્રુથી બચવા તે પોતાનાથી બને તેટલો સમય પિતાની જ પાસે બેસે છે. વૃદ્ધ પણ હવે જર્મનોનો ધિક્કારક બન્યો છે. એ લોકોએ એના એકના એક વહાલા પુત્રને હણ્યો, એવા લોકોને એ કદી માફ કરશે નહિ.

'પ્રભુની સંહારક શક્તિ જાગો ને એના શત્રુઓનો નાશ થઈ જાઓ! પ્રભુ, સેતાનની કામનાને પૂરી થવા નહિ દેજે! ધખધખતા અંગારા એની ઉપર વરસાવજે! એનું શરીર કીડાઓથી ખદબદી ઊઠજો! એમને એવી ભયંકર ગર્તામાં ઉતારજે કે જ્યાંથી પાછું બહાર નીકળવું જ અશક્ય હોય!'

વૃદ્ધના શબ્દોને મોના પોતાના ઓરડામાં રહીને સાંભળે છે. બંનેના ઓરડા વચ્ચે એક પાતળી આડ જ છે. વૃદ્ધના શબ્દો સાથે પોતાની ઈચ્છાને મેળવવા તે પ્રયત્ન કરે છે, પણ એના મનમાં ક્યાંકથી એવો ભાવ ઊઠે છે કે 'ના, એવી પ્રાર્થના ન કરી શકાય, એ પ્રાર્થના ઘણી દુષ્ટ છે. બાઈબલમાં ડેવીડે એ પ્રાર્થના કરી છે. પણ તેને પ્રભુ–હૃદયનો નથી ગણ્યો, ડેવીડ તો દુષ્ટ હતો.

આ ભાનથી એ ભડકે છે અને કેદીએ પ્રત્યે બને તેટલી કઠોર બનીને સાંત્વન મેળવવાનો પ્રયત્ન કરે છે. ઓસ્કર સૌની સાથે ગૌશાળાએ આવે છે ત્યારે તે તેની સામે પણ જોતી નથી. ક્યારેક ઓસ્કર કંઈ બોલવા જાય તો તેને ધુત્કારી કાઢે, અથવા એ જે બોલે તેને ન સાંભળવાનો તે પ્રયત્ન કરે છે, પણ એક વખત એને નછૂટકે સાંભળવું પડે છે:

"લુડવીગ મૃત્યુ પામ્યો."

"કયો લુડવીગ?"

"જેને બદલે હું દૂધ લેવા આવું છું તે."

"પેલો, ઉધરસ થઈ હતી તે ?"

"હા, રાત્રે જ મરી ગયો. કાલે એને દફનાવશે. બાવીશ જ વર્ષનો હતો. હજી તો મૂછનો દોરો પણ ફૂટયો નહોતો. એની માનો એકનો એક હતો. મા પણ વિધવા છે. મારે જ એને આ કારમા સમાચાર લખવા પડશે. સમાચાર વાચતાં જ એનું હૈયું ભાંગી જશે."

મોનાના ગળામાં કંઈક થવા લાગે છે. એની આંખોને ખૂણે સહેજ ભિનાશ તરી આવે છે પણ જોર કરીને એ બોલે છે :

"હા, પણ એ જ કાંઈ એની માનો એકનો એક નહિ હોય. લડવા માંડેલા લોકોએ એવી ગણતરીઓ અગાઉથી કરી જ લેવી જોઈએ."

પળવાર ઓસ્કર એના આ હૃદયહીન શબ્દોને સાંભળી રહે છે અને પછી વધુ બોલ્યા વિના ચાલ્યો જાય છે. મોનાને ખ્યાલ આવે છે કે પોતે એની પાછળ જ જોઈ રહી છે. એ જ વખતે એ મોં ફેરવી લે છે અને એના મોઢામાંથી ઉદ્‌ગાર નીકળી જાય છે, "ઓ પ્રભુ !" એને થાય છે કે પોતાનું ગળું પોતે જ કાપી નાખે તે બહેતર છે.

ઓસ્કર તો નિયમ મુજબ આવે જ છે. એક અઠવાડિયા પછીના એક દિવસે તે પોતાની સાથે એક પેટી ઉપાડીને

લાવે છે. ગૌશાળાના બારણાની અંદરની બાજુએ પેટીને તે મૂકી દે છે. લુડવીગની માતાએ એ પેટી મોકલી છે. એમાં બનાવટી ફૂલોની કાચની ફૂલદાની છે. મૃત્યુ પામેલાંની કબર પાસે એવી ફૂલદાની મૂકવાનો જર્મનોનો રિવાજ છે.

મોના ત્યાં જ ઊભી છે.

પેટીનું ઢાંકણું છૂટું કરી નાખેલ છે. એને ઉપાડીને અંદરની ફૂલદાની અને તે સાથેનું લખાણ તે મોનાને બતાવે છે.

"લુડવીગની કબર પાસે આ મૂકવાનું મને એની માએ લખ્યું છે, પણ એને ક્યાંથી ખબર હોય કે અમે બહાર જઈ જ શકતા નથી!"

મોના પેટી ઉપર નીચી નમે છે. પેલું લખાણ જર્મનીમાં હતું.

"આ લખાણ શું છે?"

"માતાના અનંત પ્રેમ સાથે..."

મોનાને લાગે છે, જાણે એની છાતીમાં ખંજર ભોંકાયું. પણ તે ટટાર થઈ જઈને કહે છે, "મારે આની સાથે શી નિસ્બત? ઉઠાવી જાઓ, અહીંથી."

ઑસ્કર ચાલ્યો જાય છે પણ પેટીને ત્યાં જ છોડી જાય છે.

મોના બીજાં કામો તરફ વળે છે. તે પેલી પેટીને મનથી

ભૂલવાનો પ્રયત્ન કરે છે, દિવસ આખો તેનો એ પ્રયત્ન ચાલુ રહે છે પણ દિવસ આખો તે તો તેની આંખો સાથે સતત રહે છે અને સાંજે કામ પૂરું થાય છે ને બધું શાંત બને છે ત્યારે તે ગુસ્સાથી પેટીને ઉપાડે છે. પછી હળવેથી કોટ નીચે છુપાવે છે અને છાવણીના મોટા દરવાજા તરફ વળે છે.

પેટી તરફ ક્યારેક એ મૃદુ ભાવ અનુભવે છે, પણ વળી મન ઉગ્ર થઈને કહે છે, "શું એટલા માટે હું આને કબર પર મૂકવા જાઉં છું? હું તો મૂકવા જાઉં છું એને જેમ બને તેમ મારી આંખથી દૂર કરવા." કર્ક પેટ્રીકના કબ્રસ્તાન તરફ જતાં તે વિચાર કરે છે.

સ્થળ શોધતાં એને મુશ્કેલી નથી આવતી. છાવણી શરૂ થઈ ત્યારથી આજ સુધીમાં આ પહેલાં બીજા જર્મનો મર્યા છે અને કબરમાં દટાયા છે. અહીં જમીનના નાના ટુકડામાં બધાની કબરો સમાઈ રહી છે. કબરો ઉપર સફેદ આરસની તકતીઓ ઊભી કરી છે અને તે ઉપર પરદેશી નામો કોતરેલાં છે. છેલ્લી ખુલ્લી કબર પાસે તે ફૂલદાની મૂકે છે અને પેટીનો દૂર ઘા કરી દે છે.

"નહિ નહિ, માણસનું જ તો આ કામ છે. આ કામ કરવામાં દોષ શો?"

પણ એ ગમે તેટલો પ્રયત્ન કરે ને, ગમે તેટલા પછાડા

મારે ને, એની નજર સામેથી એ જર્મન જુવાન અને આંસુ સારતી એની મા ખસતાં જ નથી.

*  *  *

એના કાન પર ઘોડાના દાબડા પડે છે અને એક અસ્વાર એની સામે આવીને ઊભો રહે છે. જેલ–અધિકારી છે એ તો, મોના સાથે તે વાતો કરવા લાગે છે. સાંજે ભોજન પહેલાં આમ ઘોડા પર બેસી ફરી આવવાની એને ટેવ છે.

મોનાની તબિયતના સમાચાર પૂછી તે પોતે જે કહેવા આવ્યો હતો તે વાત કહે છે.

"લુડવીગની કબર પર ફૂલદાની તું મૂકી આવેલી?"

મેનાના હ્રદયમાં એય ફડકો પડે છે પણ તે હિંમતથી સાચું જ કહે છે, "જી હા."

અમલદાર ગંભીર બની જાય છે. મોના પ્રત્યે એને પ્રેમ છે તેવી તે મૃદુ સ્વરે કહે છે:

"જો દીકરી, આપણાં જેવાં માણસોનાં હૃદય દયાથી જ ભરેલાં હોય છે, દયા તો દરેકમાં હોવી જ જોઈએ, તું આ કેદીઓમાંથી કોઈ પ્રત્યે દયાભાવ અનુભવતી હોય એ તદ્દન સ્વાભાવિક છે, પણ બચ્ચા, જો આ બુઢ્ઢાની સલાહ માનવા જેવી લાગતી હોય તો હવે અહીંથી જ અટકજે."

મોના એની સલાહને માનવા ઘણો પ્રયત્ન કરે છે પણ તેમ કરતાં તો એનું હૃદય ચિરાઈ જાય છે, એમાંથી લોહી ટપકવા માંડે છે. એ પિતાને વળગીને બેસી રહે છે પણ એને આરામ નથી મળતો.

વૃદ્ધને હવે સારું જણાવા લાગ્યું છે. ખુરશીમાં બેસી શકવા જેટલી શક્તિ તેનામાં આવી છે. આસપાસના ખેડૂતોને મળતાં પણ એને તકલીફ થવાનો ભય નથી જણાતો.

પણ એક દિવસ એક મેન્ક્ષ ખેડૂત એક વાત કરે છે, જર્મનોની એક સબમરીને એમની એક મોટી સ્ટીમર ડુબાવી દીધી અને હજારોનો પ્રાણ નાશ થયો.

વૃદ્ધ એ સાંભળીને ઊછળી પડે છે. 'ઓ કુકર્મીઓ! સેતાનો! ઈશ્વર એમનો નાશ કેમ કરી નાખતો નથી! એ સબમરીનના કેપ્ટનની ઊંઘ હરામ થજો! ક્યામતને દિવસે પણ એને જંપ ન વળજો! ડૂબેલાઓના આર્તનાદ એને ગાંડો બનાવી દેજો અને એ જ સ્થિતિમાં ગોથાં ખાતો એ રૌરવ નરકમાં પડજો!"

"બાપુ! શાંત થાઓ!" મોનાએ ન બોલવા ઘણો પ્રયત્ન કર્યો પણ એનાથી હવે ન રહેવાયું અને તે બોલી ઊઠે છે.

"બાપુ, ડૉક્ટરે શું કહ્યું છે!"

વૃદ્ધ બોલતો બંધ પડી જાય છે.

"કોઈને પણ નરકમાં પડવાના શાપ આપવા એ કાંઈ સારા ક્રિશ્ચિયનનું કામ છે?" મોના હળવે હળવે એટલું વધુ બોલી ચુપ થઈ જાય છે.

પણ બોલ્યા પછી એ પોતે જ પોતાનાં વચનોથી શરમ અનુભવે છે. ત્યાંથી ઊઠીને તે પોતાની ઓરડીમાં દોડી જાય છે. એને સમજાય છે કે પોતે જૂઠું તો નથી બોલી, પણ એનું 'ક્રિશ્ચિયનપણું' તો કેવળ દંભ છે.

"ઓ પ્રભુ! ત્રાહિમામ્, ત્રાહિમામ્–બચાવ, કંઈક કરીતે પણ મને બચાવ." જર્મનને તો ધિક્કારવા જ જોઈએ. એને તો આકરામાં આકરી શિક્ષા થવી જોઈએ, પોતે એવું જ ઇચ્છવું જોઈએ છતાં હમણાં હમણાં તેવું ઇચ્છી શકાતું નથી! આ વિષમ પરિસ્થિતિમાંથી પોતાને ઉગારી લેવાને તે હવે પરમેશ્વરની પ્રાર્થના કરે છે.

*　　　*　　　*

ઉનાળો હતો. એક દિવસ સવારે જેલ–અધિકારી એના પિતાને બોલાવે છે. મોના તેને ઉપર લઈ જાય છે. અમલદાર ચામડાનો એક નાનો બટવો ઉઘાડે છે અને એક લશ્કરી ચાંદ બતાવે છે.

"એ શું?" વૃદ્ધ પૂછે છે.

" વિક્ટોરિયા ક્રોસ, ભાઈ! તારા પુત્રે યુદ્ધમાં જે પરાક્રમ કરી બતાવ્યું તેના માનમાં આપણા રાજાએ આ મોકલેલ છે."

વૃદ્ધ ભીની થયેલી આંખોને લૂછી નાખે છે, " પણ એનું પહેરનારું કોણ છે હવે?"

" કહું ?" અફસર કહે છે. " તારી દીકરી ન પહેરે? શું વાંધો છે?"

" બરાબર, જરૂર પહેરું." મોના બોલે છે અને ઝડપી લઈને છાતી ઉપર લટકાવી પણ દે છે.

બીજે દિવસે છાતી પર ચાંદ લટકાવી તે અભિમાનથી ચાલે છે. ઑસ્કર આવે છે ત્યારે એને તાકી તાકીને જુએ છે. ઑસ્કર એ જુએ છે. એ શું છે, ક્યાંથી મળ્યું ઈત્યાદિ પૂછે છે. ઊંચું માથું રાખીને મોના દૃઢ અવાજે રોબીનાં પરાક્રમો કહી બતાવે છે.

" ત્યારે તો તમારો ભાઈ બહુ સરસ હોવો જોઈએ." ઑસ્કર કહે છે.

મોના ચુપ થઈ જાય છે, એનાં અભિમાન અને દૃઢતા એક ક્ષણમાં ભોંયે સરી પડે છે.

* * *

અંગ્રેજી છાપાં તો આવે જ છે. એક સાંજે એક છાપા-માંથી જર્મનોનાં કાળાં કામોની સાથે એક અંગ્રેજ એના દુશ્મનનાં ઔદાર્યભર્યાં કામ વિષે પોતાના કુટુંબીઓને જે કાગળ લખ્યો હતો તે પણ છપાયેલો તેને વાંચવા મળે છે. એ અંગ્રેજ પત્ર-લેખક બેલ્જિયમમાં એક ઝપાઝપીમાં ઘવાયો હતો, આખો દિવસ મોતની રાહ જોતો તે યુદ્ધ-મેદાનમાં પડ્યો રહ્યો. રાત્રે અચાનક એને દૂરથી કોઈ દીવાનો પ્રકાશ આવતો દેખાયો, પથરાળ જમીન પર પેટે ઘસડાતો અર્ધોક માઈલ ચાલી તે એક ખેડૂતને ઝૂંપડે પહોંચ્યો, પણ તે ખેડૂત તો એક જર્મન નીકળ્યો.

પણ દરેક જર્મન કાંઈ ખરાબ નથી. આ ખેડૂત એક શુદ્ધ હૃદયનો મનુષ્ય હતો, એ જ વખતે એની આગલી પર-સાળમાં વિજયોન્મત્ત જર્મન અમલદારો દારૂ ઢીંચતા અને રાગડા તાણતા પડ્યા હતા. એ બહાદુર ખેડૂતે પોતાને જોખમે એ બધાથી છુપાવીને એક બ્રિટિશ સિપાહીને ઘરમાં દાખલ કરી દીધો! રાત આખી એની એણે ચાકરી કરી અને સવારે એ જ રીતે ચાલાકીથી છટકી પણ જવા દીધો.

કોઈ અસ્પષ્ટ લાગણીથી અને ઓસ્કરના આછા ખ્યાલથી પ્રેરાઈને એ બ્રિટીશ સિપાહીનો કાગળ પિતાને વંચાવવા લાવી.

"બધી જાતિઓ અને પ્રજાઓમાં નરસું છે તો સારું

પણ છે, એ જર્મન ખેડૂત સારો નહિ ગણાય ?" મોના કહે છે.

પણ એના બોલવાથી પિતાનું મોં ઊલટું સખત બની જાય છે અને એનાથી ગુસ્સામાં બોલી જવાય છે.

" સારો ? કોને ખબર છે કે તે એ જ છોકરાનો બાપ નહિ હોય કે જેણે તારા ભાઈની છાતીમાં પોતાની ગોળી પરોવી દીધી ?"

મોનાના હાથમાંથી છાપું પડી જાય છે અને તે ઓરડામાં નાસી છૂટે છે. તૂટતા અવાજે વૃદ્ધ એની પાછળ બોલે છે :

" આ છોકરી પહેલાં જેટલી કઠોર હતી તેટલી હવે નથી રહી. કેમ એ બદલાઈ ગઈ ? શું થયું છે એને ?"

૫

# માનવતાની કથા

એક સવારે મોના કંઈક સાંભળે છે. પોતાની અંદર ભરાઈ રહેલા ગુપ્ત શત્રુનો સામનો કરવામાં એ વસ્તુ મદદગાર થાય તેવી છે.

છાવણીમાં પાંચ કમ્પાઉન્ડો હતાં. એમાંથી ચાર નંબરનું કંપાઉન્ડ ટેકરીની બાજુએ હતું. તેનો એક કેદી પોતે છાની રીતે તૈયાર કરેલા એક ભોંયરામાંથી રાત્રે ભાગી જતો પકડાય છે. જેલ–અધિકારીને એ મુકદ્દમો સોંપાયો છે. એણે એને પીલની સિવિલ કોર્ટમાં મોકલ્યો છે. જર્મનો કેટલા હરામખોર છે તેનો આથી વિશેષ પુરાવો શો જોઈએ?

મોના દોડીને કોર્ટમાં જાય છે. પોલીસો, પટાવાળાઓ અને શહેરના લોકોથી કોર્ટ ચિકાર ભરાયેલી છે. ગવર્નર

પણ આવેલ છે અને તે મોટા વકીલોની બેંચમાં બેઠો છે. કેદીની બંને બાજુએ સિપાહીઓ ઊભા છે. મોના એને જોઈને ચમકે છે એણે ધાર્યું હતું કે કેદી ભયંકર દેખાવનો અને મહા દુષ્ટ હશે, પણ આ તો પીળો, પાતળો અને ગભરુ જુવાન હતો. એની ગભરાયેલી આંખોમાં તાવ દેખાતો હતો.

સ્ત્રીઓના કેપ્ટન અને કેદીના કથન પરથી એની વિરુદ્ધમાં વાત સાબિત થાય છે. બે મહિનાથી તે પોતાના બિછાના નીચેની ભોંયમાંથી ભોંયરું બનાવતો હતો. એ ભોંયરું છાવણીની વાડની બહાર સુધી ખોદાયેલું હતું. જ્યારે બધા કેદીઓ સૂઈ જાય ત્યારે તે કામ કરતો. ખોદતાં ભેગી થતી માટી છાવણીની અંદર જે દેવળ હતું તેની ખુલ્લી જમીનમાં નાખી દેતો, છટકવાની રાતે એ ભોંયરામાં ઊતરવા જતો હતો તે જ વખતે બરાબર છેલ્લી જ ક્ષણે, એક સંત્રીએ એને પકડી પાડયો. સંત્રીને બાતમી આપનાર ગુનેગારની બાજુમાં સૂનાર એક બીજો જર્મન કેદી જ હતો.

આવા માંદા જેવા માણસને જેલની આરામની જિંદગી કેમ નહિ ગમી હોય? શા માટે એણે બબ્બે મહિનાના ઉજાગરા ખેંચ્યા હશે? શા માટે એણે આટલી બધી મહેનત ઉઠાવી હશે? આ વિચારથી જ કેદી પ્રત્યેનો મોનાનો ભાવ બદલાઈ ગયો હતો. પણ જ્યારે તોછડાઈથી સંબોધતા ગવર્નરને જવાબ આપતાં એણે મર્મવેધક વાણીમાં વચ્ચે અટકીને ધ્રુજતા સ્વરે પોતે જ પોતાની વાત કરી ત્યારે તો મોનાની

આંખમાંથી આંસુ ચાલવા લાગ્યાં અને એની છાતી પર લટકતો ચાંદ પણ ભિંજાઈ ગયો.

તે એક હજામ હતો. એક અંગ્રેજ બાઈને પરણ્યો હતો. બે બાળક પણ એને હતાં. લગ્ન પછી એનો વિચાર કોઈ રાષ્ટ્રીય છાપું કાઢવાનો હતો, પણ પૈસા ભેળા થયા ત્યાં તો એની પત્ની માંદી પડી. એની પહેલી પ્રસૂતિનો એ કાળ હતો એટલે એને દરિયાકાંઠે લઇ જવી પડી. ત્યાર પછી એણે એક દુકાન કરી, પણ એમાં તો બચેલું પણ બધું જ તણાઈ ગયું.

"વખત નહિ ગુમાવ. મૂળ મુદ્દા પર આવ." ગવર્નર બોલે છે,

કેદી પોતાની વાતમાં આગળ વધે છે.

પહેલાં તો છાવણીમાં આવ્યો ત્યારે તેની પત્ની દર અઠવાડિયે પત્ર લખતી અને પોતાના તેમ જ નાનાં બચ્ચાંઓના સમાચાર આપતી. એની એક દીકરી ખાનગી નિશાળમાં જવા લાગી હતી અને એના શિક્ષક જ્યારે પૂછતા કે 'તારા બાપુ ક્યાં છે.' ત્યારે એ જવાબ આપતી, 'લડાઈમાં.' પણ એ તો એની માએ એને શીખવેલું, પણ આખરે સાચી વાત બહાર પડી ગઈ. અને પછી બીજાં બાળકોનાં માબાપોએ એની દીકરીને પાઠશાળામાંથી કાઢવાની માગણી કરી. એમ જ થયું: એની દીકરી એક પણ નિશાળમાં જઈ શકે એમ ન રહ્યું. શેરીમાં જ રખડવું રહ્યું.

"જલદી પતાવ. તારા નાસી જવા સાથે આને શો સંબંધ છે?" ગવર્નર બૂમ મારે છે, મોનાને થાય છે કે પોતે ગવર્નરને એક થપ્પડ લગાવી દે.

"એટલાથી જ પતતું નથી, નામદાર."

"ચલાવ, ચલાવ." મોટા વકીલ સાહેબ બોલે છે.

"તે પછી મારી પત્નીના કાગળો મને મળતા બંધ થયા. પણ મારા એક પડોશીએ મને એક પત્ર લખ્યો..."

"શું લખ્યું હતું એમાં?" વકીલ પૂછે છે.

કેદીએ કહેવા માંડયું. એની મોટી આંખોમાં એક પ્રકારનું બિહામણું તેજ ચમકારા મારે છે.

"એક બીજો જર્મન કેદી એની સાથે હતો પણ એને કોઈ કારણથી છૂટો કરવામાં આવેલો. પણ એ એક પક્કો મવાલી હતો. એણે મારી પત્નીને ફસાવી. મારાં નિરાધાર સ્ત્રી–બાળકો આશરો તો શોધતાં જ હતાં. એ વાતે મારા મગજને ભમાવી દીધું, નામદાર. મને ઇચ્છા થઈ આવી કે એ દુષ્ટનું ખૂન કરી નાખું. એ માટે નાસી છૂટવા મેં જેલમાં બોયરું બનાવવા માંડયું હતું."

"ત્યારે તો તું પકડાયો તે સારું જ થયું." ગવર્નર બોલે છે.

એને સાત દિવસની કેદ અને સુકી રોટી અને પાણીની સજા થઈ.

મોના આ પછી એક ક્ષણુ ત્યાં થોભી શકી નહિ. જો તે થોભી હોત તો તેના મોંમાંથી ચીસ નીકળી જાત. એ ઘેર નાસી છૂટી. સિપાહીઓ કેદીને બરાબર બાંધીને પાછો લાવતા હતા ત્યારે મોના ઘરમાં હતી. એ બારીમાંથી કેદીને જોઈ રહે છે. ધૂંધવાતો, કચડાતો, પામર બિચારો! નિરાશાની મૂર્તિ સમો નીચે માથે ને ધીમે પગલે એ ચાલ્યો જાય છે.

જ્યારે જર્મનોના વિજય-સમાચાર છાપાંમાં આવે છે ત્યારે વૃદ્ધ પિતા ઉશ્કેરાઈ જાય છે અને મોટેથી બોલવા લાગે છે: "પ્રભુ, તું આ શું કરે છે? તારા આ સેતાન દુશ્મનો હજી કેમ આગળ વધવા પામે છે? નાશ કર એમનો, સત્યાનાશ જાઓ એમનું, ઊખડી જાઓ એ બધા, એમનું નામ--નિશાન પણ ન રહો."

મોનાને આ સાંભળવું અસહ્ય થઈ પડે છે. મોનાને લાગે છે કે પિતા ઈશ્વરનો દ્રોહ કરીને પાપમાં પડે છે. એ એમના વતી પશ્ચાત્તાપ કરે છે. વૃદ્ધ તે વખતે એની સામું જોઈ રહે છે. એને સમજાતું નથી. એ બોલે છે:

"આ છોકરીને શું થયું છે તેની સમજ પડતી નથી. જર્મનો પ્રત્યે એને કેટલો બધો રોષ હતો. હવે એ એમના તરફ શા માટે દયા બતાવે છે? એ કેમ બદલાઈ ગઈ છે?"

રોજ સવારે અણિયાળા તારની વાડની પેલી બાજુ ખેતરોમાં કામ કરતાં જુવાન છોકરા-છોકરીઓને જુએ છે.

રોબી અને તે પણ એમ જ કામ કરતાં અને રોજ રાત્રે મોત જેવી કાળી બિહામણી બરાકોને તે જુએ છે. એને પણ હવે પેલા જર્મન હજામની પેઠે છાવણીમાંથી ભાગી જવાની ઇચ્છા થાય છે. પણ વિચિત્રતા તો એ છે, એ પોતે એ સમજે પણ છે કે જો એને ભાગી જવા મળ્યું હોત તો તેમ કરત પણ નહિ. શા માટે?

ઓસ્કર હેઈનને સારી ચાલચલગત માટે કેમ્પના કેદીઓનો કેપ્ટન બનાવવામાં આવેલ છે. હવે તે ઇચ્છામાં આવે ત્યાં વાડની હદમાં રહીને ફરી પણ શકે છે. છતાં તે મોનાને કવચિત્ જ મળે છે અને મળે તો ભાગ્યે જ કંઈ બોલે છે. એક વખત તે દૂધશાળાને દરવાજે એકલો જ આવે છે. એની હથેળીમાં કંઈક હતું. હાથ લંબાવીને તે પૂછે છે :

"આ શું છે, જાણો છો?"

રોબીનું રૂપાનું ઘડિયાળ! ઓસ્કર પાસે એ કયાંથી?

"કયાંથી જડયું?"

"મારે ઘેરથી-મેનહેમથી. મારા એક જૂના સહાધ્યાયીએ મોકલ્યું છે."

"એમની પાસે કયાંથી આવ્યું?"

ઓસ્કર આખી વાત કહે છે.

બ્રિટનના છેલ્લા ધસારાની શરૂઆતમાં બ્રિટિશરોની ખાઈની પહેલી હરોલમાં રહેતાં તેનો મિત્ર ઘવાય છે. માથા પર સમ–સમ થતી ગોળીઓ પસાર થતી રહી, તે 'ઓ મા, માડી!' એમ મને યાદ કરતો પડ્યો રહ્યો અને લશ્કર તો ચાલ્યું ગયું. અચાનક એણે એક અંગ્રેજ જુવાનને બોલતો સાંભળ્યો.

"જુઓ એય, આ જુવાનને આમ ચીસો પાડતો હું સાંભળી શકતો નથી. હું તો એને અંદર લાવું છું." એ અંગ્રેજ સૈનિક પછી પોતાની ખાઈમાંથી બહાર નીકળી ઑસ્કરના મિત્રને અંદર ઘસડી ગયો, પણ આમ એક જર્મનને બચાવવા જતાં એ અંગ્રેજ જ બંદૂકની એક ગોળીની ઝપટમાં આવી ગયો. લશ્કરો એક જ સ્થળે તો કંઈ રહેતાં નહોતાં. બ્રિટિશ જુવાનો એ બંનેને એક ખાડામાં પડખે પડખે સુવાડી આગળ વધ્યા. તેઓ કોને ખબર ત્યાં કેટલો સમય એમ પડ્યા રહ્યા હશે! પણ ઑસ્કરનો મિત્ર ભાનમાં આવ્યો ત્યારે એને જણાયું કે પોતાને તો સારું થવા આવ્યું છે, પણ પોતાનો અંગ્રેજ સાથીદાર મરવાની અણી ઉપર છે. એ બહાદુર જુવાને (લશ્કરમાં લેફ્ટેનન્ટ હતો) જોર કરીને પોતાના ગજવામાં હાથ નાખ્યો અને એક ઘડિયાળ બહાર કાઢ્યું. 'દોસ્ત, આમ જો,—" એણે ઑસ્કરના મિત્ર પ્રત્યે કહ્યું. "જો તું જીવે અને તારે ઘેર જવા પામે તો મારી બેનને આ પહોંચાડી દેજે. નોકાલોમાં એ રહે છે."

મોના આખી રાત પથારીમાં પછાડા મારે છે. ભયથી

અંધારામાં તાકી રહે છે. પેલે વખતે પેલા અંગ્રેજ સૈનિકનો પત્ર વાંચતાં વૃદ્ધ પિતાએ જે કહ્યું હતું તે યાદ આવતાં તે ઘડિયાળ એમને દેખાડતી નથી. એક ખાનામાં તે એને સંતાડી રાખે છે. ઘડિયાળ મોતની પાસેથી આવ્યું હોય તેમ તેની તરફ તે જોઈ શકતી નથી.

અચાનક એને વિચાર સ્ફૂરે છે. આમ કેમ બની શકે છે? બે બહાદુરો એક ખાડામાં પડ્યા છે એકને નોકાલોમાં પડેલી પોતાની બેન યાદ આવે છે, બીજો જર્મન ઘરમાં રહેતી માને યાદ કરે છે. આ બે જણા મિત્રો કેમ બની શકે છે? આ ગાંઠ કોણ સેતાન બાંધે છે?

"ઓ પ્રભુ! માનવીઓ લડાઈ શા માટે ઊભી કરતા હશે?"

૬

# ઈસુનો ઉપદેશ

મોનાને લાગે છે કે પૂર્ણાહુતિનો આરંભ થવા લાગ્યો છે. એના ખ્યાલમાં એ વસ્તુ આવી જાય છે કે પોતે ઓસ્કરને સતત અને રાત્રે સૂવા જતી વખતે તો ખાસ યાદ કરે છે. સવારે જાગતા પણ પ્રથમ સ્મરણ ઓસ્કરનું થાય છે.

'હું ક્યાં જઈ રહી છું?' એ પ્રશ્નથી એનું હૃદય ફફડી ઊઠે છે, પણ શું કરવું એની પણ સૂઝ પડતી નથી. એના હાથની એ બાજી નથી રહી, પણ તોય એનો વિચાર એને રડાવે છે, શરમ અને ભયથી જાણે એનું ગળું રૂંધાઈ જાય છે.

એક વાર ફરી પેલો મેન્ક્ષ ખેડૂત એના પિતાને મળવા આવે છે અને પિતાને આઘાત પહોંચાડે તેવી જ વાતો કરી જાય છે. ધોળે દિવસે લંડન પર થયેલા આક્રમણની એ વાતો છે.

કાંટાની વાડ

આકાશ સ્વચ્છ હતું, બપોરનો સમય હતો, એક બાલ-શાળામાં ત્રણથી માંડી છ વરસની ઉંમર સુધીનાં સો જેટલાં બાળકો સાંજે ઘેર જતાં પહેલાંની પ્રાર્થના કરતાં હતાં. પ્રાર્થના પૂરી થાય ન થાય ત્યાં તો આકાશમાંથી બે બૉમ્બ પડે છે. દશ બાળકો છુંદાઈને મૃત્યુ પામ્યાં અને પચાસેક ઘાયલ થયાં. જર્મન વિમાનોમાંથી એ બૉમ્બ પડેલા. એ કરપીણ કૃત્ય નજરે જોયું જાય તેવું નહોતું. કુમળી કળીઓ જેવાં છુંદાઈ ગયેલાં એ બાળકોનાં અંગોને એમની માતાઓ પણ ઓળખી શકી નહોતી. એમની માતાઓ ઘેરથી દોડી દોડી આવી ત્યારે લોહીનાં ખાબડાંમાં એ બાળકો એક બનીને નાહતાં હતાં.

જ્યારે બડબડિયો ખેડૂત પોતાની વાત પૂરી કરી રહેવા આવે છે ત્યારે મોના અંદર આવે છે. ક્રોધથી થરથરતો વૃદ્ધ પોતાના પગ પછાડે છે અને જમીન ઉપર લાકડી ઠબકારતો શાપ વરસાવે છે. મોના તે સાંભળતાં ધ્રૂજી ઊઠે છે.

"સત્યાનાશ જશે એમનું. આંધળાઓ, એ આંધળાના ઓવડીઓ! કોઈ છટકી જવા પામશે નહિ. ઈશ્વર રજે રજ લેખાં લેશે. ઓહ! નરાધમો! પાપીઓ!"

લંડનની સરકારે આનો જવાબ વાળવો જોઈએ. બ્રિટનના એક બાળકના ખૂનના બદલામાં હજાર જર્મન બાળકોને ઉડાડી મૂકવાં જોઈએ.

મોના પ્રથમ વૃદ્ધને શાંત પાડવા મથે છે અને પછી

સમજાવે છે. જે અંગ્રેજ બાળકો મર્યાં છે તેમને ગુલાબના ગોટા જેવાં જર્મન બાળકોના મરવાથી શો લાભ થવાનો?

"બાળકો તો નિષ્પાપ છે..."

'નિષ્પાપ? હમેશાં એવાં જ નિષ્પાપ રહેવાનાં? આજે એમના વડેરાઓ જે કરી રહ્યા છે તે જ તેઓ મોટાં થઈને કરવાનાં. ઓ પ્રભુ, ક્યાં છે તું? ખાખમાં મેળવી દે એ તમામને!"

"બાપ, બાપુ! કેવું બોલો છો?"

"કેમ ન બોલું? પણ છોડી, તને શું થઈ રહ્યું છે આ? તું એમનો આટલો બધો પક્ષ કેમ લે છે? તારામાં આ ફેરફાર થાય તેવું તારી અંદર શું ચાલી રહ્યું છે?"

આ શબ્દોએ ભાલાની અણીની પેઠે એના હૃદયને વીંધી નાખ્યું. ઓરડાની બહાર એ દોડી જાય છે.

પણ થોડી વારમાં જ એને બીજો વિચાર આવે છે. પિતા જે કહે છે તેમાં ખોટું પણ શું છે? બાળકોની હત્યા! ઓહ, એ તો સેતાનો જ કરી શકે.

સાંજે એ બહાર નીકળે છે ત્યારે ઓસ્કર હેઈન એને કમ્પાઉન્ડમાંથી બહાર નીકળીને મળે છે, મોના નજરને ફેરવી લે છે, પણ ઑસ્કર એને ઊભી રાખે છે અને કહે છે:

"આજે છાપામાં આવ્યું તે વાંચ્યું ?"

"વાંચ્યું."

"મને એથી શરમ આવે છે, મને એ વાતનું દુઃખ થાય છે."

"એ કહેવાની જરૂર નથી, તમારી પ્રજા ઉપર પણ અમારા ભાઈઓ એવું કરે એ સંભવિત નથી ?" મોનાના મોંમાં શબ્દો આવી જાય છે.

ઑસ્કર એને કંઈક કહેવા જાય છે પણ એ તો માથું ઊંચું કરીને સાંભળ્યા વિના ચાલતી જ થાય છે.

અઠવાડિયું વીતી જાય છે. મોનાને ઑસ્કરના વધુ ખબર મળ્યા નથી. ઈચ્છા પ્રમાણે જવા આવવાને મુખત્યાર હતો તેથી તે ચાહીને એનાથી આઘો રહેતો હશે. લંડનના પેલા આઘાતજન્ય બનાવ માટે એને હવે બહુ કાંઈ લાગતું નથી, આખર લડાઈ એ લડાઈ છે. જરૂર, પ્રભુના પ્રિય એવા એક બાળકના જીવન આગળ તમામ વિજયો નાચીજ છે, પણ આ વખતે એ કોણ સંભારે ? કોઈને આ મહાન સત્યનું સ્મરણ નહિ હોય–કોઈને જ નહિ, સિવાય કે એક તેને—

"બાળકની પૂજા તે મારી પૂજા છે."

બે હજાર વર્ષ ઉપર બોલાયેલા આ શબ્દો છે અને છતાં—છતાં—

* * *

ક્રિસમસ નજીક આવે છે. ત્રીજી ક્રિસમસ! છાપાંમાં મોના વાંચે છે. પશ્ચિમ સરહદના બંને પક્ષના સેનાપતિ અને સરદારો ક્રિસમસને ટાંકણે ચાર કલાક માટે યુદ્ધવિશ્રાંતિ પાળવાને સંમત થાય છે. અંતે બે હજાર વર્ષ ઉપર જે બન્યું હતું તેનું સ્મરણ કેટલી પવિત્ર વસ્તુ ગણાય છે! એના સ્મરણમાં યુદ્ધવિશ્રાંતિ! તો કૅમ્પમાં પણ એવું કંઈક કેમ કરવામાં ન આવે? પોતાનો આ વિચાર મોના ઑસ્કરને જણાવે છે.

"સરસ! ઈસુએ જે બોધ આપ્યો તેનું આવા કપરા સંજોગોમાં પણ પાલન કરી શકવાની ઇચ્છા થવી તે મહા ભાગ્યની વાત ગણાય. જેલ–અધિકારી મારી વાત શાંતિથી સાંભળે છે અને તે હૃદયનો બહુ જ સરસ માણસ છે, જરૂર આ વાતથી આનંદ પામશે."

કામ મળ્યા પછી કેદીઓ કંઈક માણસાઈની રીતે રહેવા લાગ્યા હતા. એમની આનંદ લેવાની રીતોમાં પણ સંસ્કારીપણું આવ્યું છે. દરેક કમ્પાઉન્ડમાં કેદીઓનાં જુદાં જુદાં મંડળો હોય છે. સંત્રીઓને પણ પોતાનાં એવાં મંડળ હોય તો સારું તેમ લાગ્યું અને તેમનાં પણ એવાં મંડળો બન્યાં છે. દરેક મંડળ વિધવિધ પ્રવૃત્તિઓ યોજી એકમેકને આનંદ આપે છે.

ઑસ્કર જેલ–અધિકારીને ક્રિસમસનું સ્મરણ કરાવે છે અને તે પ્રસંગે કેદીઓને માટે કંઈક ધાર્મિક પ્રવૃત્તિ યોજી

દેવાને વીનવે છે. જેલ–અધિકારી એની એ વિનતિ માન્ય કરે છે. આ ઉદારતાથી ઓસ્કરની આંખો આર્દ્ર બને છે,—અને પછી એકાએક દેવ સહિત દેવાંશીઓનાં જૂથ ઊમટે છે, સૌ પરમાત્મનને સ્તવે છે અને પ્રાર્થે છે.

"જય થાઓ. એ સર્વાધિષ્ઠતાનો! અને માનવજગત ઉપર શાંતિ અને શુભેચ્છાઓનો પ્રભાવ પ્રસરો!"

મોના પણ આ પ્રાર્થનાથી ગળગળી થઈ જાય છે, એ સ્તબ્ધ બની ઊભી રહે છે.

વૃદ્ધ પિતા તો ઊંડા ઊંડા શ્વાસ લેતો નિદ્રસ્થ થયો છે.

અગિયાર વાગ્યે મોના પોતાની ઓરડીમાં બેઠી છે. તારાઓ ચમકે છે, ચંદ્રનો પૂર્ણ પ્રકાશ બારીમાંથી ઘરમાં આવે છે અને સાદડી ઉપર એની ભાત પડે છે. બહાર કેમ્પ પણ ચંદ્રના પ્રકાશમાં નાહતો પવિત્રતાથી રસતરબોળ થયેલ છે.

ચમકતા બરફમાં કેમ્પ શ્વેતરંગી દેખાય છે. ત્રણ વરસ ઉપરાઉપર બરફ પડ્યા વિનાનાં ગયાં હતાં તે આ પ્રથમ જ વાર. શિયાળાના આ સફેદ આચ્છાદન નીચે મુક્ત શહેરીજનો અને બંદીવાન કેદીઓ એક બની ગયાં છે.

રાત્રિ સૂમસૂમકાર છે. પવનનો એક નાનો સરખો પણ સુસવાટ નથી. પાંચમા નંબરના કમ્પાઉન્ડમાં અર્ધો માઈલ ઉપર એક કૂતરો ભસે છે. જ્યારે નવા વર્ષના પ્રથમ ચોઘડિયાની રાહ જોતા પચ્ચીસ હજાર કેદીઓ નીરવ જાગતા બેઠા

છે ત્યારે ઝાડીમાં એક માત્ર તમરાંઓનો જ અવાજ સંભળાય છે. એવો જ બીજો અવાજ સૂતેલા સમુદ્રના અને નિદ્રસ્થ વૃદ્ધના ઊંડા શ્વાસોનો છે, પણ આ અવાજોથી તો શાંતિ વધુ શાંત બનતી જણાય છે.

મોના જાગતી જ બેઠી છે. સોડને શરીર પર અર્ધે સુધી ખેંચીને પથારીમાં આંખો મીચી બેઠી છે. એક ક્ષણ એને થઈ આવે છે કે પોતે રોબીનું ઘડિયાળ કાઢીને એને ચાવી આપે અને કાંડા પર પહેરે, પણ બીજી ક્ષણે એને ક્યાંકથી 'મા'કારો સંભળાય છે અને એ જેમની તેમ બેસી રહે છે. પીલનું દેવળ એક માઈલ દૂર છે પણ મોનાને હૈયે ખાત્રી છે કે આ શાંતિમાં એના ઘડિયાળના ટકોરા સંભળાયા વિના નહિ રહે.

ફ્રાન્સની યુદ્ધની સરહદ–ભૂમિનો એને વિચાર આવે છે. ત્યા પણ આવી અપવિત્ર શાંતિ વ્યાપી હશે. નહિ હોય તોપના ભડાકા કે નહિ હોય બોમ્બના કડાકા. હશે માત્ર ખાઈઓની દિશાઓથી રૂંધાયેલા માનવસાગરનું ધીર ગંભીર ગૂંજન. એની ઉપર હવે ધવલ ચંદ્રિકાનો ચંદરવો !

"જય બોલો પ્રભુનો ! જય બોલો પરમ પ્રેમ પરબ્રહ્મનો !"

બાર વાગવામાં પા કલાકની વાર છે અને તે ઊભી થઈને બારી પાસે જાય છે. પીડિત જગત પર જેવું સૌમ્ય, રહસ્યમય અને દૈવી તેજ આજ ઊતરે છે તેવું સદાય ઊતરજો !

એના આખા મોંને ઉજાળી નાખતો ચંદ્ર પ્રકાશે છે. કચરડ અવાજ કરતા બરફ ઉપર કૂચ થતી હોય તેવું તેને સંભળાય છે. સંત્રીઓની બદલી થાય છે. નવી ટુકડી આવતી જણાય છે. એમની પાછળ બીજાં અવ્યવસ્થિત પગલાં સંભળાય છે. એ પગલાં મોના ખેતરમાં ઊભડ કામ કરનારાઓનાં છે.

પછી—

પાતળી હવા સોંસરા, દૂર પીલના દેવળમાંથી આવતા ઘડિયાળના ટકારા સંભળાય છે. એક–બે–ત્રણ...રણકાર કરતા બાર ડંકા એના કાન પર પડે છે અને બરાબર એ જ વખતે સંત્રીઓનું એક મંડળ સમૂહમાં ગાય છે:

"When the snow lay on the ground"

પછી ત્રીજા કમ્પાઉન્ડમાંથી સંભળાય છે. મોનાને લાગે છે કે ઑસ્કર એ સૌથી મોખરે ગાવામાં હશે:

"Deep and crisp and even"

તે પછી પાંચમા નંબરમાંથી એક લીટી ગવાય છે. પાંચમા પછી બીજા, બીજા પછી પહેલા અને પહેલા પછી દૂરના ચોથા નંબરના કમ્પાઉન્ડમાંથી જુદાં જુદાં મંડળો એક એક લીટી ગાઈ જાય છે અને છેલ્લે પાંચે કમ્પાઉન્ડોનાં મંડળો એકી સાથે ગાય છે:

"Noel, Noel,

-born is the King of Isral..."

ગીતો ગવાતાં જ જાય છે, દૂરથી અને નજીકથી એક જ સૂરમાં ગવાતાં સંભળાય છે :

"Lead kindly light..."
પ્રેમલ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપંથ ઉજાળ...

એ સાંભળતાં જ મોનાની આંખમાંથી દડ દડ આંસુ ચાલવા માંડે છે. હવે જ એને સમજાય છે કે પોતે ઑસ્કરને શા માટે આ સૂચના કરેલી અને ઑસ્કરે કેમ એને સહર્ષ વધાવી લીધી. બસ, હવે શાંતિ સ્થપાય તો એ બંને જુદાં કરી રાખનારી કાંટાની વાડ તૂટી જાય. પ્રભો !

એના શ્વાસોચ્છવાસથી બારીના ઠંડા કાચ ઉપર ઝાંય વળી ગઈ છે, છતાં તે સ્પષ્ટ રીતે જોઈ શકે છે કે ઘર તરફ કોઈ આવી રહ્યું છે. એ કોઈ પુરુષ છે અને પીધેલો હોય કે ઘવાયેલો હોય તેમ તે લથડિયાં ખાતો ચાલે છે. એ મુખ્ય દ્વાર પાસે જ આવે છે. ભ્રમણા તો નથી ? ના, પણ કેમ કહી શકાય ! આવી દ્વિધામાં તે કંપતી કંપતી દરવાજો ખોલવા સીડી પર દોડે છે.

ટેબલ પર સળગતી બત્તીને અજવાળે તે બહાર જુએ છે. ખરેખર કોઈક બહાર આવી ઊભું છે. ઑસ્કર હોઈન ?

ઑસ્કરના એક હાથમાં ટ્રેમન વૃક્ષની એક ડાંખળી છે અને બીજામાં એક વાદળી રંગનો કાગળ છે. એની ટોપી કપાળ પરથી ઊંચી આવી ગઈ છે અને કપાળ પરથી પરસેવો ટપકે છે. એની આંખો ફાટેલી છે અને ચહેરા પર ફિક્કાશ છે.

"અંદર આવું?"

"જરૂર, જરૂર!"

ઑસ્કર ઘરમાં આવે છે. આ પહેલાં ઘરમાં તે ક્યારેય આવેલ નહિ, વૃદ્ધને બેસવાની જૂની ભાંગલી ખુરશી પર તે બેસે છે.

"જુઓ," એના હાથમાં કાગળ આપીને તે બોલે છે. "હમણાં જ આ આવ્યો છે. આજે રાત્રે ટપાલ મોડી થઈ હતી." એનો અવાજ ધીમો પડતો જાય છે.

મોના કાગળ હાથમાં લે છે. અંગ્રેજીમાં જ તે લખેલો છે. બત્તી પાસે તે લઈ જઈને વાંચે છે.

"અમેરિકન કૉન્સ્યુલેટ–મેનહેમ."

"મેનહેમમાં મારું ઘર છે."

"દિલગીરી સાથ જણાવવાનું કે..."

"બસ, બસ!"

મોના પત્રનો બાકીનો ભાગ મનમાં જ વાંચી નાખે છે. અમેરિકન કૉન્સલ ઑસ્કરને જણાવે છે કે મધરાતના એક

બ્રિટિશ હલ્લામાં જે ઘરમાં તેની મા અને નાની બેન રહેતાં હતાં તે એક બોમ્બના ઝપાટામાં આવી ગયેલ છે અને એની બેન જે વિભાગમાં સૂતી હતી તે આખો નાશ પામ્યો છે.

મોનાથી ચીસ નખાઈ જાય છે અને એનાથી મોટેથી વાંચી જવાય છે, "નાની બાળકીનો પત્તો નથી પણ એવું માનવામાં આવે છે કે..."

"બસ, નહિ વાંચો, નહિ વાંચો."

એક ક્ષણ બંને વચ્ચે મૌન પ્રસરી રહે છે, પણ વચ્ચે વચ્ચે ઑસ્કરનાં દબાયેલાં ડૂસકાં અને મોનાના ત્વરિત શ્વાસોચ્છવાસ તેમાં ભંગ પાડે છે.

"તમારી બેન કે?"

"હું તમને એને વિષે પેલી રાત્રિએ કહેવાનો જ હતો..."

"હું જાણું છું," મોના કહે છે. પશ્ચાત્તાપના આઘાત સાથે એણે જે શબ્દો કહેલા તેનું મોનાને સ્મરણ થાય છે.

"દશ જ વર્ષની હતી, પરાણે વહાલી લાગે તેવી હતી. દર અઠવાડિયે ચીપી ચીપીને અક્ષરો કાઢી તે મને પત્ર લખતી અને પોતાનાં દોરેલાં ચિત્રો મોકલતી."

"બાપુ તો તે ધાવણી હતી ત્યારે જ અમને છોડી ગયેલા. તે દિવસથી એને મન ભાઈ અને બાપ બધું હું જ હતો અને હવે...ના, અર્થહીન, તદ્દન અર્થહીન બધું."

મોના શબ્દ પણ ઉચ્ચારી શકતી નથી. ઑસ્કર બોલ્યે જાય છે.

"અર્થહીન, બધું જ અર્થહીન !"

હથેળીમાં તે મોં ઢાંકી દે છે. એનાં આંગળાં વચ્ચેથી નીતરી જતાં આંસુઓને મોના જુએ છે.

"મિગ્નોન ! બેન મિગ્નોન !"

તો પણ મોના શબ્દ સરખોય બોલતી નથી. અંતે ઑસ્કર ઊભો થાય છે. "શું કહું ? હવે મારું કોઈ નથી."

તેના મોં પર ભયંકર નિરાશા ફરી વળે છે. તે જવાને વાંસો ફેરવે છે. મોનાને હવે અસહ્ય થઈ પડે છે. ન રોકી શકાય, ન કાબૂમાં લઈ શકાય, ન ધીમો પાડી શકાય તેવા કોઈ વેગવંત પ્રબળ આવેગથી તે તેના ગળામાં પોતાના હાથ વીંટી દે છે, "ઑસ્કર, ઑસ્કર !"

આ દરમિયાન ઉપરને માળે સૂતેલો વૃદ્ધ, ગીતોના અવાજોથી જાગી ગયો છે. સાંભળવા માટે તે પથારીમાં બેઠો થાય છે. પ્રથમ તો ભજનોથી એનું હૃદય નમ્ર બની જાય છે પણ પછી તે એથીયે વધુ કડવું બની ઊઠે છે. રોબીનું એને સ્મરણ થઈ આવે છે અને એનું મગજ ધૂંધવાઈ ઊઠે છે. શાંતિ ? એના વહાલા પુત્રને મારનાર જર્મનની આખી પ્રજાનો નાશ ન થઈ જાય ત્યાં સુધી શાંતિ નહિ જોઈએ. આવેશનો પહેલો ઊભરો આવી ગયા પછી જરા જરા વાર તે શાંત બને છે.

એ જ વખતે નીચેને માળે એ ઠબ્ ઠબ્ એવો કંઈ અવાજ થતો સાંભળે છે અને તે પછી કોઈ પુરુષ બોલતો હોય તેવું તેને લાગે છે. વચ્ચે વચ્ચે મોનાનો પણ અવાજ આવી જાય છે. પહેલાં તો તેણે ધાર્યું કે મેન્ક્ષ છોકરાઓ નવા વર્ષનાં અભિનંદનો આપવા વહેલી સવારે બારણે આવે છે તેમ આવી હશે, પણ પછી એને એક અસભ્ય વિચાર આવી જાય છે અને તે જોર કરીને પથારીમાંથી બેઠો થઈ જાય છે.

તે પથારીની નીચે ઊતરે છે, પોતાનો ઝભ્ભો ચડાવે છે, લાકડી માટે આમ તેમ ફાંફાં મારે છે અને પછી દાદર તરફ વળે છે. દાદર પર ઉપલે પગથિયે ગાઢ અંધકાર હતો પણ રસોડામાં બત્તી હોય અને દાદર પર અજવાળું પડતું હોય તેમ તેને લાગે છે. મહાપ્રયત્ને તે નીચે ઊતરવા લાગે છે.

ઓસ્કર અને મોના એકમેકને કેટલી વાર સુધી આલિંગન આપી રહ્યાં હશે તેની તેમને ખબર નથી, કદાચ એક જ ક્ષણ હશે. પણ અચાનક એમની પાછળ આવતા ધબ ધબ અવાજથી તેઓ ચોંકે છે, મોના પાછળ મોં ફેરવે છે. ઉંબરમાં જ પિતાને ઊભેલા જુએ છે.

વૃદ્ધનો ચહેરો પ્રેત જેવો બની જાય છે. એની આંખોમાં આગ છે, મોં ફાટેલું છે, હોઠ ધ્રૂજે છે—જાણે શ્વાસ લેવા કે કંઈ બોલવા માટે તે મથે છે. અંતે બંને ક્રિયા બને છે. ભયંકર બૂમો પાડતો તે મોના પર તૂટી પડે છે.

" કુલટા ! વ્યભિચા...આ જ કારણ હતું તારામાં થઈ

રહેલા ફેરફારનું ? તારો ભાઈ ફ્રાન્સમાં મોતને ખોળે સૂતો અને તું એક જર્મનના બાહુઓમાં...આહ, સત્યાનાશ જજો તારું ! પરમેશ્વરનો શિક્ષા-દંડ તને... ”

વૃદ્ધને ગળે કાચકી બાઝે છે. એના ચહેરા પરથી રંગ ઊડી જાય છે, તે લથડે છે અને જમીન પર પડે છે.

મોના સાવધાન થાય તે પહેલાં તો ખેડૂત-સાથીઓ દોડી આવીને વૃદ્ધને ઊભો કરે છે. મોનાએ બીજો દરવાજો ખુલ્લો રાખી દીધો હતો અને ત્યાંથી તેમણે વૃદ્ધની ચીસો સાંભળી હતી.

બેભાન અને અપંગ વૃદ્ધને તેઓ બિછાના પર સુવડાવે છે. મોના, જાણે માથા પર ફટકો પડ્યો હોય તેમ શૂન્યવત્ ઊભી રહે છે. કોઈ ભયંકર કાળી છાયા એને ઘેરી રહી છે. આખરે તે પોતાને સચેત કરે છે અને ઑસ્કરને જોવા આમ તેમ નજર ફેરવે છે પણ, તે તો ત્યાંથી ક્યારનોય ચાલ્યો ગયો છે.

૭

# મૃત્યુ-ખત

બીજી વારના ઊથલા પછી વૃદ્ધ ખેડૂત કંઈ બોલ્યા વિના મૃત્યુ પામે છે. એની પાસે જ મોના સતત જાગતી બેસી રહી હતી. વૃદ્ધ શુદ્ધિમાં હોય ત્યારે તે કોઈવાર અંતરના ઊંડાણેથી પ્રાર્થના કરતી, પણ એને મનમાં એવું પણ કંઈક થતું કે વૃદ્ધ શુદ્ધિમાં જ ન આવે તો સારું.

વૃદ્ધની અંત ઘડી છે. પશ્ચાત્તાપના આવેગથી મોના વ્યાકુળ બની ગઈ છે. એને કંઈ સૂઝ પડતી નથી. એને એમ પણ લાગે છે કે પોતે કશું જ ખોટું કર્યું નથી.

પ્રાગડના દોરા હજી ફૂટું ફૂટું થાય છે. વૃદ્ધની પાસે મોના એકલી જ બેઠી છે. પિતા-પ્રેમના પ્રચંડ આવેગથી તે ચીસ પાડી ઊઠે છે.

"બાપુ ! મારા વશની જ વાત નહોતી રહી ! બાપુ, હું નિઃસહાય હતી. વહાલા પિતા, બાપુ ! મને ક્ષમા આપો !"

વૃદ્ધ આંખો મીચી જાય છે. મોના સ્તબ્ધ બેસી રહે છે.

સૌ વૃદ્ધને કર્ક પેટ્રીકના કબ્રસ્તાનમાં વંશના અંગ્રેજોની બાજુમાં સુવાડી દે છે. જર્મન કબરોની બાજુમાં જ વૃદ્ધની કબર ખોદી હતી.

વૃદ્ધના મૃત્યુના સમાચાર સાંભળી કંઈક સગા વહાલા કબર ઉપર શોક કરવા દોડી આવ્યાં. મોનાએ આ પહેલાં કદી એમાંના ઘણા ખરાને જોયા જ નહોતા. આજે એ બધા ક્યાંથી અને કયા ઉદ્દેશથી ફૂટી નીકળ્યા તેની તેને સમજ પડી. કોઈ પોતાને કાકો તો કોઈ મામો કહીને ઓળખાવતો. કોઈક ભાણેજ કે ભત્રીજો હતો, કોઈક કાકાના જમાઈનો કૂઓ હતો તો દાદાની ફઈના છોકરાનો સાળો હતો. ત્રણ ત્રણ ચાર ચાર પેઢી દૂરના આ સગાઓ કેમ્પના અધિકારીની રજા મેળવી કૃષિ-ઘરમાં આવ્યા. એમની સાથે એક ધર્મોપદેશક પણ હતો. ધર્મોપદેશકે બધાના દબાણથી વૃદ્ધનું મૃત્યુ-ખત વાંચવા માડયું. પણ એમાં તો એક જ લીટી હતી—'જે કાંઈ મારું છે તે મારી પુત્રીને જ ભાગે હું મૂકી જાઉં છું.'

આ સાંભળીને બધા કાકા મામાઓ છળી ઊઠયા, "બધું જ એક આટલી છોકરીને ? અમારા પર ડોસાને બહુ વહાલ હતું. જરૂર એમાં અમારે માટે પણ કંઈક લખ્યું હશે. બીજા કોઈનો જરા પણ હક્ક એમાં છે નહિ ?"

" ના."

" અરે ડોસાનું સ્મરણ રહે તે માટે તો કંઈક અમને આપવાનું એણે લખ્યું જ હોવું જોઈએ."

" ભાઈઓ, હું ખરું જ કહું છું; આમાં તેવું કંઈ જ લખ્યું નથી. બધું જ મોનાને આપ્યું છે."

" સારું ત્યારે, ભલે એ ભોગવે." કહી સૌ જવાને ઊઠ્યા. બધા દાદરા પરથી ઊતરતા હશે ત્યારે મોનાએ કોઈકને બોલતાં સાંભળ્યો.

"ડોસો આ છોકરીને ઓળખી શક્યો નહિ. પણ જે દિવસે આ તમામ માલ-મત્તા અને જાગીર કોઈ હરામખોરને હાથ જશે તે દિવસે તે કબરમાંથી ત્રાડ મારી ઊઠશે. તેમ ન થાય તો હું મારું નામ ફેરવી નાખું."

મોના સગડી પાસે હાથ પસારી બેસી રહે છે. રાત કેટલી ચાલી ગઈ છે તેની તેને ખબર નથી. સગડીના દેવતા પણ બુઝાઈ ગયા છે પણ એને ઊઠવાનું મન થતું નથી. એ વખતે તે રસ્તા પર થતી વાતચીત સાંભળે છે, વાતો કરનારા એના ખેતરના મજૂરો હતા.

" લાંબી ટૂંકી સાડી બાવીસ, એણે જ વૃદ્ધને માર્યો છે."

" એમ જ વળી."

" આની છોકરીના હાથ નીચે હું તો કામ નથી કરવાનો."

"અમે પણ એમ જ ઇચ્છીએ છીએ."

"અરરર, પણ શો કળજગ ? એક જર્મન રખડેલ ભામટા પર તે શી મોહી પડી ? બુઢ્ઢા બાપનો વિચાર ન કર્યો, દેશનો વિચાર ન કર્યો, પોતાનો પણ વિચાર ન કર્યો !"

આ મજૂરોએ વૃદ્ધ, મોનાને ગાળો દેતો હતો તે સાંભળેલ. એમણે થોડી ઘણી બીજી વાતો પણ જાણી લીધેલ અને હવે તેઓ મીઠું મરચું ભભરાવીને તે ચારે કોર ફેલાવતા હતા.

એકાદ અઠવાડિયા પછી એક પછી એક તેઓ મોના પાસેથી કોઈને કોઈ બહાને રજા માગી જાય છે. મોના એમને કંઈ પણ પૂછ્યા વિના પગાર ચૂકવીને જવા દે છે.

ત્રણ દિવસથી તે એકલી જ છે, તે વખતે જેલ–અધિકારી એની પાસે આવે છે અને ભાવભીની આંખે કહે છે:

"બહુ ખોટું થયું બેટા; પણ હવે અફસોસ નકામો છે. હવે તો મને એક જ વિચાર આવે છે, તું એકલી છે, તારી સાથે કામ કરવાને કોઈ આવશે નહિ. તું એકલી નહિ પહોંચી શકે, મને થાય છે, તને વાંધો ન હોય તો જેલના સિપાહીઓને મદદ કરવા મોકલતો રહું."

"ના જી, તેમ કરશો નહિ."

"તો કોઈ જર્મન—"

"જી, ના." બંને અક્ષરો ઉપર ભાર દઈને મોના બોલી.

" પણ બેટા, આવડું મોટું ખેતર—"

" મારાં કાંડાં મજબૂત છે. એને હું જ પહોંચી વળીશ, સાહેબ."

" પણ સોળ તો ગાયો છે, એ કામ થવું અશકય છે, અસંભવિત છે!'

" ના જી, તેવું નથી. એમાંની અર્ધોઅર્ધ તો વસુકેલ છે, એને ચરવા મોકલી દઈ શકાશે. બાકીની ઉપર હું બરાબર ધ્યાન આપી શકીશ."

" તોપણ, તું–એક સ્ત્રી, આવા લોકોથી વીંટળાયેલી, ઘરમાં એકલી રહેતાં ડરશે નહિ?"

" હું નથી ધારતી, સાહેબ."

અર્ધું વર્ષ પસાર થઈ ગયું; ક્રિસમસ પછી ઓસ્કર દેખાયો જ નથી. એણે પોતાની શક્તિ અને સચ્ચારિત્ર્યની સારી છાપ પાડી હતી અને તેથી તેને છાવણીની અંદર ઘણી જ સ્વતંત્રતા મળી હતી. મોના એ સાંભળીને ઝણઝણાટી અનુભવે છે. પણ તેમાંય તેને એક પ્રકારનો ડંખ લાગે છે. વાડ જ્યાં સુધી પહોંચે છે ત્યાંસુધી એને જવાની છૂટ મળી છે છતાં તે પોતાને કેમ મળવા આવતો નથી? આ વાતથી મોનાને ઘણી વાર ઓછું આવી જાય છે. પણ કયારેક એને

એમ પણ લાગે છે કે જો તે આવે તો કદાચ પોતે તેની સામે ઊભી પણ રહી શકે નહિ, એ ત્યાંથી ભાગી જ જાય.

ગમે તેમ પણ ઑસ્કર એની બાજુમાં જ છે એ સત્યનું એને તીવ્ર ભાન છે. એ ગમે તેટલી વહેલી ઊઠે તોપણ એના જોવામાં આવે છે કે સ્ત્રીથી ન થઈ શકે તેવાં ખેતરનાં ભારે કામ પોતે ઢોરના વાડામાં પહોંચે તે પહેલાં કોઈક કરી જ નાખેલ હોય છે. આ 'કોઈક' તે બીજું કોણ હોય?

કોઈ અલૌકિક, અદશ્ય અને અશ્રાવ્ય શક્તિથી તેના દિવસો ઉત્સાહમાં પસાર થઈ જાય છે. રાત્રિ પણ મધુર નિદ્રામાં વ્યતીત થઈ જાય છે, પણ એક દિવસ એવું બને છે કે એની તમામ હિંમત ખૂટી પડે છે.

કેમ્પમાં એવી અફવા ફેલાઈ છે કે પશ્ચિમની સરહદ પર દુશ્મનનો એક મોટો હલ્લો થનાર છે. આ હલ્લાને નિષ્ફળ બનાવવા માટે સરકાર ચાંપતા ઉપાયો જલદીથી લેવા માંડી છે. કુશળ અને વિશ્વાસુ હોય એવા એકેએક મરદને જહાજ પર ચડાવી દેવામાં આવે છે. કેમ્પના બધા જૂના સંત્રીઓ પણ તે કામ માટે ખસેડી લેવામાં આવ્યા છે, પણ એમને બદલે જે નવાં સંત્રીઓ આવ્યા છે તેઓ તદ્દન સંસ્કારહીન, ચોર-લૂંટારુઓ અને સમાજ જેને કદી પોતાની વચ્ચે રહેવા ન દે તેવા જ લોકોને જેલની રખેવાળી સોંપાઈ છે.

આ નવા સંત્રીઓનો સૂબેદાર રાક્ષસથી પણ બદતર છે.

એને કૃષિ-ઘર પાસેના ત્રીજા કમ્પાઉન્ડમાં મૂકવામાં આવ્યો છે. એના બોલવા ચાલવા ઉપરથી જ ખબર પડી જાય છે કે ચારિત્ર્યનો તે ઘણો જ હલકો છે. એના જ માણસો કહે છે કે તે એક દારૂના પીઠાનો કલાલ હતો, અને થોડાં વર્ષ ઉપર એક બાળા ઉપર અત્યાચાર ગુજારવાના આરોપસર જેલ પણ કાપી આવ્યો છે.

મોનાના ધ્યાનમાં આવી જાય છે કે પોતે એ લફંગાઓની નજરે ચડી ચૂકી છે. તે મોનાને વિષે પૂછપરછ પણ કર્યા કરે છે અને ખરાબ નજરથી તેની પાછળ ભમે છે. ક્યારેક તે તેને વિષે તે સાંભળે તેમ ખરાબ ટીકાઓ પણ કરે છે. દિવસે તે બહાનાં કાઢીને કૃષિ-ઘરમાં ડોકાય છે અને વાતોમાં પરોવવાનો પણ પ્રયત્ન કરે છે અને એક દિવસ તો એ રાત્રે બારણું પણ ખખડાવે છે.

રાતનો વખત છે, કેમ્પમાં સંપૂર્ણ શાંતિ છે, કોઈનો પડછાયો પણ નજરે પડતો નથી. કોણે ટકોરો માર્યો હશે તે જોયા જાણ્યા વિના મોના બારણું ઉઘાડે છે. પેલો અંદર આવવાનું કરે છે, પણ મોના ના સુણાવી દે છે. સૂબેદાર આજીજી કરે છે, ફોસલાવે છે, ધમકી આપે છે અને છેવટ બળજબરીથી ઘરમાં ઘૂસવા આવે છે.

"મૂરખ થા મા, આવવા દે, નહિતર–" એ ધીમેથી બોલે છે.

મોના એના માથામાં બારણું અથડાવીને બંધ કરવાનું જોર કરે છે. એનું જોર કાંઈ જેવું તેવું નથી પણ પેલાનું એનાથી ચડી જાય એવું છે અને તે મોનાને હઠાવવામાં ફતેહમંદ થાય છે, પણ ત્યાં તો પાછળ કોઈ બીજી વ્યક્તિ દેખાય છે. મોના શું થશે તેની શંકામાં ધ્રૂજી ઊઠે છે.

પણ પાછળ આવનાર ઓસ્કર જ હતો. બંને હાથે નહોર બરાબર ખુતાડીને તે એ બદમાશને ગળચીથી ઝાલે છે અને રસ્તા પર ઝીંકે છે. દરવાજા બહાર પંદર ફૂટ દૂર તે જઈ પડે છે. ધબ સરખો પડતાં તે થોડીવાર તો અચેત પડચો રહે છે પણ પછી ઊભો થઈને ચૂં કે ચાં કર્યા વિના ચાલતી પકડે છે. ઓસ્કર પણ એ જ વખતે મોના સાથે એક શબ્દની પણ આપ–લે કર્યા વિના વાંસો ફેરવી ચાલ્યો જાય છે.

* * *

ઉનાળાના વચલા દિવસો છે. સ્થાનિક ઘોડદોડની રમતો શરૂ થઈ ગઈ છે. કેદીઓને આ રમતમાં ખૂબ રસ છે પણ અમલદારો તો માને છે કે તેમને એમાં કશી સમજ પણ ન પડે. સંત્રીઓની બદલી પછી કેમ્પનું 'ચારિત્ર્ય' સડસડાટ નીચું ઊતરી ગયું છે. કોઈને ખબર પણ ન પડે તેમ દારૂ પણ પેસવા લાગ્યો છે. 'શેઠ લોકોની બરાક' તરીકે ઓળખાતા પહેલા કમ્પાઉન્ડમાં એ પહેલી વાર નજરે પડે છે.

અમલદારોને શંકા પડતાં તેઓ એ એક જર્મન ઉમરાવને એક ખાસ તંબૂમાં નજરકેદ રાખેલો તેની ઉપર દરોડો પાડે છે. ત્યાં છએક જણાને બ્રાંડી, શેમ્પન, સિગાર અને એવી જ વસ્તુઓ ઉપર હાથ મારી રહેલા જુએ છે. આ પછી તો આખી જેલની બહુ બારીકીથી જડતી લેવાય છે પણ પરિણામ શૂન્ય આવે છે. જડતી લેવામાં મદદ કરવામાં દિલ-દગડાઈ કરતો સંત્રીઓનો સુબેદાર કંઈજ ખુલાસો કરી શકતો નથી.

બીજીવાર વળી એથીયે વિશેષ ખરાબી બીજા કમ્પાઉન્ડમાં ચાલતી પકડાય છે. તે કમ્પાઉન્ડમાં મોટે ભાગે ખલાસી કેદીઓ જ હતા. તેઓ વચ્ચે એકવાર તાડીને કારણે દંગો મચી જાય છે, પણ આ બધામાંથી વિશેષ કાંઈ માહિતી મળતી નથી.

આ લોકો આ બધા માટે પૈસા ક્યાંથી લાવે છે? કેમ્પમાં દારૂ દાખલ કેમ થઈ શકે છે? જેલના કારખાનામાં અને ખેતરોમાં કામ કરવા બદલ જે રકમ કેદીઓને મળે છે તે તો તદ્દન નજીવી હોય છે અને તે રકમ સીધી જેલ-બેંકમાં જ કેદીને નામે જમા થાય છે. લડાઈ પૂરી થયે જ તે પૈસા તેમને મળવાના હતા. સૂબેદારને ઊધડો લેવાય છે પણ તે કાંઈ બોલતો જ નથી. કેદીઓ પાસેથી પણ કાંઈ જાણવા મળતું નથી.

મોના એક દિવસ સવારે ઊઠતાં જ જુએ છે કે ઓસ્કર

વાડની અંદરથી બીજા કમ્પાઉન્ડના કેદીઓ જોડે કાંઈ વાત કરી રહ્યો છે. ખલાસીઓ ગાંડા માણસની પેઠે ચેષ્ટાઓ કરે છે. તેઓ હાથની મુઠ્ઠીઓ વાળે છે અને 'ખબર લઈ નાખશું' એવી જાતનો ભાવ બતાવે છે. થોડીવાર પછી સૂબેદારને પહેલા કમ્પાઉન્ડ તરફથી આવતો તે જુએ છે. સૂબેદાર આવી મોટી બૂમ મારી સૌને વીખરાઈ જવાનું કહે છે અને ઑસ્કર તરફ ઉશ્કેરાયેલા જેવો થઈને ફરે છે. શું બોલાય છે તે સંભળાય તેટલી નજીક મોના નહોતી, પણ તે જુએ છે કે ઑસ્કર કંઈ પણ જવાબ વાળ્યા વિના ચાલ્યો જાય છે.

એક કલાક બાદ તે દૂધશાળામાં કામ કરતી હતી ત્યાં બીજા કમ્પાઉન્ડમાંથી તીણી ચીસો આવતી હોય તેમ તેને લાગે છે. કામ પડતું મૂકી તે બારણામાં આવી ઊભે છે. ઑસ્કર જેમની જોડે વાતો કરતો દેખાયેલો તે ઉશ્કેરાયેલા કેદીઓ અને સો એક બીજા કેદીઓ એક માણસની પાછળ શિકારી કૂતરાઓની પેઠે પડ્યા છે. કેદીઓ દાંતિયા કરે છે, રાડો પાડે છે અને એકલો માણસ તીણી ચીસો પાડતો દોડાદોડ કરે છે. એ લોકોએ એનો કોટ ફાડી નાખ્યો છે અને તેના શરીરનો ઉપરનો ભાગ ખુલ્લો કરી નાખ્યો છે. પેલાઓથી છટકવા તે અહીંથી તહીં અને તહીંથી અહીં દોડ્યા કરે છે. તેને વાંસે માર પડી રહ્યો છે, તે પડતો જાય છે, લાતો ખાતો જાય છે અને પાછો ઊઠીને ભાગતો જાય છે. કમ્પાઉન્ડને દરવાજે ઊભેલા પહેરેદારો એને છોડવવા દોડી આવે છે અને

ગોળીબારની બીક દેખાડવા રાઈફલો દેખાડે છે પણ કેદીઓ એમની રાઈફલો જ આંચકી લે છે. તે લોકો ત્યાંથી ભાગી જાય છે. ભયાનક શોર મચી રહ્યો છે. આખું કમ્પાઉન્ડ કોલાહલ અને તોડફોડના અવાજોથી ગાજે છે–' ચોર ! બદમાશ ! પકડો ! મારો !'

મોનાને ઝાંપે રોકનારું કોઈ જ નહોતું. ઝાઝો વિચાર કર્યા વિના તે દોટ મૂકે છે. એને ભય હતો કે ઓસ્કર ઉપર આફત આવી હશે. બાંયો ચડાવીને દારૂના નશામાં દોડતા કેદીઓને મજબૂત હાથોથી દૂર ખસેડી માર્ગ કરી તે આગળ જાય છે.

" ખબરદાર ! એક બાજુ ! જંગલીઓ ! "

એના અવાજ કરતાં તો એનાં મજબૂત કાંડાંથી લોકો પાછા હઠી જાય છે અને મોના પેલા શિકાર બનેલાની નજીક જઈ પહોંચે છે. તેના પગ આગળ તે આળોટી પડે છે, એના મોંમાંથી અને માથામાંથી લોહી વહ્યું જાય છે અને દયા માટે તે કરગરે છે......

એ તો હતો પેલો સૂબેદાર !

જ્યારે તે પોતાના બચાવનારને જુએ છે ત્યારે તે તેના પગ ચાટવા મંડી પડે છે અને બોલે છેઃ ' મા, મને બચાવ."

બાજુનાં કમ્પાઉન્ડોમાંથી તે દરમિયાનમાં સિપાહી પહેરેગીરોની સશસ્ત્ર ટુકડીઓ આવી પહોંચે છે. ઉશ્કેરાયેલા કેદીઓ

પળવારમાં રફુચક્કર થઈ જાય છે, અને પોતાની જગ્યાએ જઈ કામળાઓમાં લપાઈ જાય છે. સિપાહીઓ સૂબેદારને લઈ જાય છે.

ત્યાર પછી તેજ દિવસે મોડેથી એને ખબર મળે છે કે છ જણને પકડીને પીલની જેલમાં લઈ જવામાં આવ્યા છે અને ઓસ્કર એમાંનો એક છે. એ પછી એને બીજા સમાચાર મળે છે કે બીજીજ સવારે છએને અદાલતમાં ઊભા કરવામાં આવનાર છે.

ઓસ્કર ઉપર કયો ગુનો લગાડ્યો હશે? મોનાને અદાલતનું તેડું નથી આવ્યું છતાં તે મુકદ્દમો સાંભળવા જવાનો નિશ્ચય કરે છે. એના મનમાં ક્યાંકથી શંકા જાગે છે કે પોતાને માથે કશુંક અનિષ્ટ વીતવાનું છે પણ તે છતાંય તે જવા માટે મક્કમ છે.

૮

# પ્રેમની ખાતર

ગૌશાળામાંથી ગાય ભાંભરડાં દે તે પહેલાં તે જાગી જાય છે. દૂધશાળાનું કામ ઝટપટ પતાવી તે પીલ તરફ જવા ઊપડે છે. અદાલત પહેરેદારો અને ગામલોકોથી ખાચોખીચ ભરેલ છે. મહામુશ્કેલીએ માર્ગ કરી તે અંદર ધકેલાય છે અને બારણા પાસેની એક છેલ્લી બેઠક મેળવી લે છે.

એ પહોંચે છે તે વખતે કામ શરૂ થઈ ગયેલું છે. કેદીઓની પીઠ તેની તરફ છે અને તેઓ માંચડા પર ઊભા છે. પાંચ છે ગંદા વાળ અને મેલાં કપડાંવાળા ખલાસી કેદીઓ અને છઠ્ઠો ઓસ્કર. સૌને છેડે ટટાર રહી તે ઊભો છે. ગવર્નર પણ આવેલ છે, ગવર્નરની બાજુમાં એક તરફ હાઈ બેલીફ છે અને બીજી તરફ જેલ–અધિકારી છે. સંત્રીઓનો સૂબેદાર કપાળ

પર મોટો પાટો બાંધીને સાક્ષીના પીંજરામાં ઊભો છે. અત્યારે તે સરકારી વકીલના સવાલના જવાબ આપી રહ્યો છે.

"હાં સૂબેદાર–બોલો, તમે શું કરો છો ?"

સાહેબ, જમાદાર, હજુર, સરકાર વગેરે અભિધાનોથી લળી લળીને કુર્નિશો બજાવ્યા પછી સૂબેદાર પોતાની વાત શરૂ કરે છે.

કાલની વાત છે, વખત આ જ હશે, તે પોતાની સામાન્ય 'ડયુટી' ઉપર બીજા કમ્પાઉન્ડમાં હજી દાખલ જ થતો હતો તે જ વખતે કશી જ ચેતવણી કે એની જાણના કોઈ કારણ વિના એની ઉપર કેટલાક કેદીઓ તૂટી પડે છે, બસો જેટલા કેદીઓ હોવા જોઈએ–પણ તેમાં આગેવાન જેવા તો અહીં ઊભા રહેલા છ કેદીઓ જ હતા. આમાંના પાંચ બીજા નંબરના જ કમ્પાઉન્ડના હતા પણ પેલો છઠ્ઠો ત્રીજા નંબરમાંથી દોડી આવેલો અને તે જ સૌથી વધુ તોફાન મચાવનારો હતો. એ કેમ્પ–કેપ્ટન હોવાથી ગમે ત્યાં જઈ–આવી શકતો અને કેપ્ટન-ગીરીના ઓઠા નીચે એણે પોતાની એ સ્વતંત્રતાનો ઘણો દુરૂપયોગ કર્યો હતો.

"એ તું કેવી રીતે કહી શકે છે ?" હાઈ બેલીફે પૂછ્યું.

"એણે જે કહેલું તે મને મારા હાથ નીચેના સંત્રીઓએ કહી બતાવેલું, નામદાર, પણ આ કિસ્સામાં તો મેં જાતે જ સાંભળેલ છે."

"શું સાંભળેલ છે?"

"નામદાર, જ્યારે હું પહેલા કમ્પાઉન્ડમાંના ઉમરાવના તંબૂની પાછળ હતો ત્યારે એને બીજા નંબરના માણસોને કહેતાં મેં સાંભળ્યો કે સૌએ મળી મને પૂરો કરી નાખવો."

"એટલે? શું તારી સામે એને કંઈ અદાવત છે?" ગવર્નર પૂછે છે.

"જી સરકાર, મારી ઉપર તો તે બહુ જ ખાર છે.'

"એનું કંઈ કારણ?"

"સરકાર, એ તો જાણતો નથી હું."

"શું છે એનું નામ?"

"ઑસ્કર હેઈન."

"ઑસ્કર હેઈન આગળ આવે." ગવર્નર હુકમ કરે છે.

ઑસ્કર અંધારામાંથી બહાર આવે છે કે મોનાની આંખે ઝાંય વળે છે. એ કેદી છે તેથી તેને સોગન લેવરાવવામાં નથી આવતા.

સાક્ષીના પીંજરામાં છેક નીચે ઊભો હોવા છતાં તેની ગરદન ટટાર છે અને જ્યારે કેદીને માટે રોકવામાં આવેલ વકીલ એને કંઈ પૂછે છે ત્યારે ગભરાયા વિના તે તેના જવાબો આપે છે.

"સૂબેદારની જુબાની તેં સાંભળી છે?"



૬

"જી હા."

"તારે વિષે એ જે કહે છે તે સાચું છે?"

"એક શબ્દ પણ સાચો નથી."

"તે દિવસે એના પર થયેલા હુમલામાં તેં ભાગ લીધેલો?"

"લેશ પણ નહિ."

"બીજા કેદીઓએ જે કરેલું તેવું કરવાનું તેં એમને કહેલું?"

"ના જી. મેં એમને કશું જ કહેલું નહિ. પણ અત્યારે હું સૂબેદારને જેવો જાણવા પામ્યો છું તેવો તે વખતે જાણ્યો હોત તો કહેત ખરો."

"શું? શું કહેત?" ગવર્નર તુરત બોલી ઊઠ્યો.

"કેદીઓએ જે કર્યું તે કરવાનું–તેથી પણ વિશેષ કરવાનું કહ્યું હોત." ઑસ્કર સ્પષ્ટ ઉચ્ચારે કહે છે.

"તેં એને અત્યારે કેવા સ્વરૂપમાં જાણ્યો છે તે કહી શકશે?"

"કે, તે બદમાશ છે, ચોર છે, તે લોકો પાસેથી ધમકીથી પૈસા કઢાવે છે, એમની જોડે ખરાબ વર્તન રાખે છે."

"અને આ બધું તેં પહેલાં જાણ્યું હોત તો તું કેદીઓને શું કરવાનું કહેત?"

"એનો જાન ન નીકળી જાય ત્યાંસુધી એને પીટવો."

"તું એ કબૂલ કરે છે?"

"જી હા."

ગવર્નર હાઈ એલીફ તરફ વળે છે અને કહે છે, આથી વિશેષ આગળ વધવું જરૂરી છે? એ માણસ કહે છે કે પોતે ગુનામાં ખરેખર ભાગ નથી લીધો પણ સૂબેદારની વાતથી વિશેષ આધારભૂત કઈ વસ્તુ છે?"

હાઈ એલીફ એમાં સંમતિ આપતો જણાય છે. બચાવના વકીલની ઇચ્છા બીજા કેદીઓને બોલાવવાની હતી પણ તેમ કરવું નકામું, તે આટલા ઉપરથી એ સમજી જાય છે.

સરકાર-પક્ષના વકીલ બોલે છે, "હું આ છ કેદીઓને ન્યાયની સખતમાં સખત સજા મળે તેવું માગું છું, કારણ કે લશ્કરનો એક હોદ્દેદાર જ્યારે પોતાની ફરજ પર હતો ત્યારે તેના પર આવો હિચકારો અને જંગલી હુમલો તે લોકોએ કર્યો હતો એ એક ખરાબમાં ખરાબ ગુનો ગણાય છે."

ન્યાયપંચમાં થોડો ગણગણાટ થાય છે પણ મોના પોતાના શ્વાસની ધમણના અવાજમાં એ સાંભળી શકતી નથી. હાઈ એલીફ ચુકાદો આપવા ઊભો થાય છે.

"આ એક ગંભીર ગુનો છે તે હું ફરીથી કહું છું. આવા દંગાઓને જો છાવણી-જેલમાં ચલાવી લેવામાં આવે તો આખું લશ્કર પણ શાંતિ અને વ્યવસ્થા જાળવવામાં નિષ્ફળ નીવડે, માટે પ્રજાનાં સુખ અને શાંતિની ચિંતા રાખનારાઓ એ પોતાની ફરજ સમજે છે કે આવા સભ્ય કેદીઓને પણ—"

"સબૂર ! એક મિનિટ, સાહેબ!" કોઈ સ્ત્રીના મોટા અવાજમાં હાઈ એલીફનો અવાજ ડુબી જાય છે.

બીજી જ પળે મોના માર્ગ કરતી આગળ આવતી દેખાય છે. વકીલ એને ઓળખે છે. એ માને છે કે તે પોતાના મામલાને ટેકો આપવા આવે છે એટલે તે ઊભો થઈને કહે છે:

"આ જ તે જુવાન બાળા છે કે જેણે સૂબેદારને ઉશ્કેરાયેલા કેદીઓના પંજામાંથી બચાવ્યો, અને જેનો ઉલ્લેખ મેં મારી વાતની શરુઆતમાં કર્યો હતો. જો સમય બહુ થઈ ન ગયો હોય તો તે આપણને કંઈક એવું કહી શકશે કે જે આ કેદીઓનાં ચારિત્ર્ય અને હેતુઓ ઉપર પ્રકાશ પાડે."

"ના જી. આ કેદીઓનાં ચારિત્ર્ય ઉપર નહિ પણ સૂબેદારના." મોના કહે છે.

ન્યાયપંચમાં થોડી ચણભણ થાય છે પણ પછી હાઈ એલીફ કહે છે:

"એને જે કહેવું હોય તે તે ભલે કહે."

મોના સાક્ષીના પીંજરામાં આવે છે, એને સોગન લેવરાવવામાં આવે છે; પણ આવી વિધિઓથી અને ન્યાયાધીશો, વકીલો અને પ્રેક્ષકો તેને ટીકી ટીકીને જોઈ રહેલા હોવાથી તેને અંગે ધ્રુજારી છૂટે છે, પરંતુ એની સાથેની વાત શરૂ થાય છે ત્યારે તે થડક્યા વિના જવાબો આપે છે.

"સૂબેદાર વિષે તમારે કંઈ કહેવું છે?"

"જી હા, મારે એને વિષે કહેવું છે."

"શું કહેવું છે?"

"કે તે દુષ્ટ માણસ છે અને લશ્કરને નીચું જોવડાવે તેવો છે."

ગવર્નર પોતાના ચશ્મા ચડાવે છે અને તેની સામે જુએ છે. પછી તે કટાક્ષથી હસે છે અને કહે છેઃ

"દીકરી, ત્યારે તો તું લશ્કર વિષે કંઈક જાણતી લાગે છે. પેલો તારી છાતી પર ચાંદ લટકે છે તે શેનો છે?"

"વિકટોરિયા ક્રોસ છે તે." ગરદન ટટાર કરીને મોના જવાબ આપે છે, "મારા ભાઈને યુદ્ધમાં મૃત્યુ પામતાં એ મળ્યો છે અને શહેનશાહે તે મારા પિતાને મોકલેલ છે."

ગવર્નરની આંખ પરથી ચશ્મા સરી પડે છે અને તેનું મોં સખત બને છે. પળવારની શાંતિ પછી હાઈ બેલીફ કહે છેઃ

"સૂબેદારને વિષે તું જે કહેવા માગે છે તે જાત-અનુભવનું છે?"

શાંતિની એક બીજી ક્ષણ પસાર થઈ જાય છે.

"કહી નાખ." હાઈ બેલીફ કહે છે.

"જી હા, જાત-અનુભવનું જ."

મોના સાક્ષીના પીંજરાના સળિયા પકડે છે અને એ દેખાઈ આવે છે કે તેનાં આંગળાં ધ્રુજી રહ્યાં છે. એ બોલવાની

શરૂઆત કરવા પ્રયત્ન કરે છે પણ શબ્દો જ એકદમ જડતા નથી. પછી આંખો ઉંચી કરીને સ્વગત્ બોલતી હોય તેમ બોલે છે, "ઓહ, મને આમ કેમ થાય છે?" પછી જરા માથું ધુણાવી બોલવા માંડે છે અને એક શ્વાસે બોલતી જ રહે છે. સૂબેદારે પોતાની ઉપર હુમલો કર્યો હતો તે આખી વાત કહી નાખે છે. કેવી રીતે, રાત્રે મોડેથી, જ્યારે પોતે એકલી અને અસહાય હતી ત્યારે, તે પોતાના ઘરમાં બળજબરીથી પ્રવેશ કરવા માગતો હતો, એ પોતાના જોરમાં ફાવી જવાની અણી ઉપર હતો તે જ વખતે કેવી રીતે ઑસ્કરે આવીને એને ગળચીથી પકડ્યો અને દૂર ફેંક્યો અને પોતે બચવા પામી—બધું જ એણે કહ્યું.

"એટલે, જો આમાં કાંઈ ખાર જેવું હોય તો તે સૂબેદારને હેઈન સામે છે, નહિ કે હેઈનને સૂબેદાર સામે." મોનાએ પૂરું કરતાં કહ્યું.

વાત પૂરી થઈ ત્યાંસુધી કૉર્ટમાં ગણગણાટ ચાલ્યો. પછી હાઈ બેલીફ ઊઠે છે અને સાક્ષીના પીંજરાની બાજુમાં ઊભેલા ઑસ્કરને પૂછે છેઃ

"સાચી છે આ વાત?"

ઘોઘરા અવાજે ઑસ્કર કહે છે, "દિલગીર છું કે એ સન્નારીએ જ એ વાત કરી છે, પણ સત્ય છે, અક્ષરે અક્ષરે સાચી વાત છે."

"હળાહળ જુઠ્ઠું!" લાલ લાલ મોં કરી ડોકું ધુણાવી સૂબેદાર બરાડી ઊઠે છે.

"જુઠ્ઠું?" ઓસ્કર એકદમ બૂમ મારે છે અને પછી હાથ લંબાવી સૂબેદાર તરફ ચીંધી કહે છેઃ

"તપાસ કરો. જે વખતે મેં એની ગળચી પકડેલી ત્યારે મારા નહોર એની ગરદનમાં પેસી ગયેલા, જોઈ લો તેનું નિશાન છે કે નહિ ત્યાં?"

તે જ ક્ષણે સૂબેદાર પોતાની ગરદન અને દાઢી છાતીમાં ઘાલી જાય છે પણ તે પહેલાં તો ન્યાય તોળવા બેઠેલા લોકોએ એની ગરદન પર ચાર આંગળાં અને એક અંગૂઠાનાં કાળાં નિશાન જોઈ લીધાં હતાં.

આટલે સુધી વાત પહોંચેલી જોઈ બચાવના વકીલ ઊભા થાય છે અને બીજા કેદીઓને પણ બોલાવવાની માગણી કરે છે.

એક પછી એક પાંચે જણા ઊભા થાય છે અને એક જ વાત કહે છે. જ્યારે દોડાદોડ શરૂ થઈ ત્યારે સૂબેદાર પોતાની ઉપર ભરોસો રાખવાનું કહી દર બપોરે કેદીઓની વતી હોડમાં પૈસા મૂકવા જતો પણ તે પૈસા ખાઈ જ જતો. ઘણીવાર કેદીઓની જીત થયેલી પણ તે હંમેશાં જુઠ્ઠું જ બોલતો, પણ આખરે એની બદમાશી પકડાઈ ગઈ.

"હેઈને અમને સલાહ આપી કે જેલ–અધિકારીને ફરિયાદ

કરવી, પણ અમે તો જાતે જ એને સકંજામાં લઈ એનાં ગજવાં જોઈ લેવાનો વિચાર રાખ્યો, પણ નશો જરા વધારે પડતો થઈ ગયેલો હોવાથી અમારાથી વધારે પડતું આગળ વધી જવાયું."

"ગલત, બધું જ ગલત!" સૂબેદાર ગર્જી ઊઠે છે.

"એક પણ વાત ગલત નથી." કેદીઓની પાછળથી એક અવાજ આવે છે. કેદીઓને કોર્ટમાં લાવનાર સંત્રીનો એ અવાજ હતો. માંચડાની પાછળથી આગળ આવીને તે કહે છે:

"મને સોગન લેવરાવો, સરકાર."

"એય રડકલીફ, જે બોલ તે સંભાળીને બોલજે." સૂબેદાર બૂમ મારે છે પણ એમાં ક્રોધ સ્પષ્ટ દેખાઈ આવે છે. "અહીં જૂઠ એક મિનિટ પણ ચાલતું નથી તે યાદ રાખજે."

"હા જી, હું એ જાણું છું. આપનું જૂઠ કેટલી વાર ચાલ્યું તે આપે અનુભવી લીધું એટલે આપની એ વાત સાચી લાગે છે." અને રડકલીફ બોલવા લાગે છે. એની વાત કેદીઓની વાતોને મળતી જ આવે છે, વિશેષમાં તે ઉમેરે છે કે સૂબેદારે એના હાથ નીચેના સિપાહીઓને પણ લૂંટવામાં બાકી નથી રાખ્યું. એના જુલ્મો તો સિપાહીઓને પણ અસહ્ય થઈ પડ્યા છે.

"અને—કેમ્પમાં દારૂ આવે છે, સિગાર આવે છે—ખાસ

કરીને તો ‘ શેઠ લોકોની ખરાક’માં. તે બધું લાવનાર આ સૂબેદાર જ છે. આ ધંધામાંથી તે સારી એવી કમાણી કરે છે, બે દિવસ પહેલાં જ એણે ખૂબ ચડાવ્યો હતો ત્યારે એ ઘણી વાતો બકતો હતો અને કહેતો હતો કે બેંકમાં તેને નામે પાંચસો પાઉન્ડ જમા થયા છે.”

ત્યાર પછી બહુ ઝડપથી કૉર્ટનું કામ પૂરું થઈ જાય છે. ગવર્નરને ભય છે કે રખેને વળી બીજો ફણગો ફૂટે. છ કેદીઓને એક દિવસની બંધ જેલની સજા મળે છે પણ તે તેમણે કસ્ટડીમાં ભોગવી જ લીધી હતી એટલે પાછા છાવણીમાં જવા દેવામાં આવે છે.

અદાલત ઊઠતાં જેલ–અધિકારી સૂબેદારને કહે છે કે તેણે છાવણીમાં આવવાનું નથી, પણ વળતે દિવસે જહાજ પર ચડવાનું છે માટે તેની તૈયારી કરે.

“ શરમ છે ! તારા જેવા થોડા નાલાયકોને કારણે આખી પ્રજાની વગોવણી થાય તેવું કારણ આ જર્મન કેદીઓને મળ્યું છે.”

સંત્રીઓથી ઘેરાઈને કેદીઓ છાવણીએ પાછા જવા બહાર નીકળે છે. ઓસ્કર મોના ઊભી હતી ત્યાં આગળથી જ પસાર થાય છે પણ તે એની સામે આંખ પણ ઊંચી કરતો નથી.

આવેશ ઊતર્યા પછી મોનાને ભાન થાય છે કે પોતે જે

કર્યું તે કેદીઓને માટે નહિ પણ પોતાને જ માટે. શહેરીજનો એની પાસે નીકળતાં ઘૃણાની નજરે તેને જોઈ લે છે. બધા ચાલ્યા ગયા છે તેવું લાગતાં તે બહાર નીકળવાની હિંમત કરે છે પણ બહાર તો સ્ત્રીઓ, પુરુષો અને છોકરાંઓનાં ટોળાં પગથિયાં ઉપર અને દરવાજાને વીંટળાઇને જ ઊભાં હતાં અને જેવી તે બહાર નીકળે છે કે બધાંજ 'શરમ, શરમ'ના અવાજો કરે છે.

"દ્રોહી !"

"પોતાના જ માળાને ચૂંથી નાખનારી મેલડી !"

"એક રઝળેલને બચાવવા પોતાના જ દેશભાઈની વિરુદ્ધ જુબાની આપતાં જીભ કપાઈ ન ગઈ?"

"ધરમની પૂછડી !"

ધધખતા કાળમીંઢ પથ્થર પર પાણી પડતાં જેવો છમકારો થાય તેવો જ એકધારો અવાજ એની પાછળ પાછળ આવ્યા કરે છે—'જો રહી, એ જાય પેલી, એય ઓલી—' જ્યારે વગાડામાં પહોંચી ત્યારે જ એ અવાજો બંધ થયા.

અધેં પહોંચતાં રસ્તામાં જેલ–અધિકારીની મોટર એની નજીક થઈ ગઈ. એની સાથે વાત કરવા તે મોટર થોભાવે છે. તેનો હમેશાં માયાળુ દેખાતો ચહેરો અત્યારે ગંભીર, બલકે ઉગ્ર દેખાય છે.

"તે બધું ન્યાયને ખાતર કર્યું છે તે હું કબૂલ કરું છું, પણ છતાંય—બહુ ખરાબ કર્યું, દીકરી, મને તારી બાબતનો અફસોસ થાય છે, તારે ચુપ રહેવું જોઈતું હતું."

તે ઘેર પહોંચે તે પહેલાં પેલા ૭ કેદીઓ છાવણીમાં આવી ગયા હોય છે અને તેણે અદાલતમાં જે જુબાની આપી તેની વાત દાવાનળની પેઠે પાંચે કમ્પાઉન્ડોમાં પ્રસરી જાય છે. તે ઘર આગળ આવે છે કે તુરત બીજા કમ્પાઉન્ડના ખલાસી કેદીઓ કે જેમણે પહેલાં તેની સામે ખરાબ દેખાવ કરેલો તેઓ તેને ટોપી ઉતારી માન આપવા વાડ આગળ દોડી આવે છે. મોના એમની સામે જોતી નથી. મૂંઝવણ અને લજ્જાથી ઘેરાઈને તે ઘરમાં પેસી જાય છે.

આખો દિવસ કામ કરવું એને સોરવતું નથી. રાત્રે તે વૃદ્ધ પિતાની ખાલી બેઠકમાં ઢગલો થઈને પડે છે. દેવતા આગળ તે કલાકો સુધી બેસી રહે છે. સવારનું પોતે ખાધું નથી તે પણ તે ભૂલી જાય છે.

બધું પતી ગયું. બંધ મુઠ્ઠી પોતે જ ખોલી નાખી. જે વાત તે પોતાનાથી પણ ગુપ્ત રાખવા ઇચ્છતી હતી, જેની યથાર્થતાનો તે પોતે જ ઈન્કાર કરતી હતી તે વાત તેણે જ બુલંદ અવાજે જાહેરમાં ખુલ્લી કરી દીધી!

મોના ઓસ્કરને ચાહે છે—એક અંગ્રેજ છોકરી એક જર્મનને ચાહે છે, જર્મનો પ્રત્યેની ઘૃણા બતાવવામાં જેનાથી

કોઈ આગળ વધી શકતું નહિ તેની મોના એક જર્મનને જ ચાહે છે! પોતાના મનની આ વાત પોતે જ નહોતી માનતી પણ આજ તો એ વાત જગત જાણી ચૂક્યું! લોકો કહેતા હતા કે તેના પિતાનું ખૂન તેણે કર્યું છે. જો એ સાચું હોય તો તેણે આ બીજી વાર એ પિતાનું ખૂન કર્યું. આવી વાત જાહેરમાં પોકારીને એણે પિતાની, કબરને લાંછન લગાડ્યું.

"પણ મારા હાથની જ વાત રહી નહિ, હું અસહાય હતી." એના મગજમાં પડઘા ઊઠે છે, પણ એમાંથી એને આ વખતે શાંતિ મળતી નથી.

એક ક્ષણ એને એવું લાગે છે કે તેણે પોતાની જાતિ ઉપર કલંક બેસાડ્યું છે, એણે પોતાનું મોં બધા સામેથી સંતાડી રાખવું જોઈએ, એણે ક્યાંય બીજે ભાગી જવું જોઈએ—નોકાલોમાં હવે નહિ રહેવાય; પણ પછી એની સામે ઑસ્કર આવે છે. તે તો અહીં જ પડ્યો રહેવાનો—એનું હૃદય રડી ઊઠે છે, "ના—ના. એમ પણ નહિ બને."

અને ઑસ્કર એને વિષે અદાલતમાં જે બોલ્યો હતો તે તેને યાદ આવે છે. માથું ઉછાળી તે વિચારમાં ગણગણે છે.

"શા માટે-? આમાં ખોટું શું છે?"

રાત્રે ઘરને બારણે તાળું મારવા જાય છે ત્યારે એક પત્ર બારણાની તરડમાં તે જુએ છે. કેદીના નોટપેપર જેવો તે

કાગળ હતો. એના પર કંઈક લખ્યું હતું. અક્ષરો અપરિચિત હતા પણ કોના હશે તે સમજી શકાય તેવું હતું.

એમાં માત્ર આટલું જ લખ્યું છે–'ખુદા હાફેઝ, પ્રભુ તમારું કલ્યાણ કરો.'

અંતરોર્મિથી એકદમ કાગળને ઉપાડી તે હોઠે ચાંપી દે છે, પણ બીજી જ ક્ષણે દાદર ચડતાં એને પિતાનું સ્મરણ થાય છે અને એના પર જૂની નિર્બળતા સવાર થઈ જાય છે–"પિતા! પ્રભો! મને માફી આપો! હું અસહાય છું!"

# ૯

# આખરી પ્રાર્થના

નાતાલ-સમારોહ ફરી આવ્યું છે. યુદ્ધની એ છેલ્લી નાતાલ છે. યુદ્ધ કરતાં રાષ્ટ્રો તરફથી બે સ્વીસ ડોકટરો આખા યુરોપની નજરકેદની છાવણીઓના નિરીક્ષણ માટે નિમાયેલા છે, તેઓ નોકાલોમાં આવે છે.

પાંચે કમ્પાઉન્ડને ચક્કર લગાવી લીધા પછી તેઓ કૃષિ-ઘર પાસે દૂધની પરીક્ષા માટે આવે છે. બંને સરસ માણસો છે. મોના તેમને પોતાની સાથે ચા લેવા નિમંત્રે છે.

ભોજનગૃહમાં ચા લેતાં તેઓ વાતો કરે છે, પણ મોના કેદીઓની ફરિયાદો વિષે બોલે છે ત્યારે તેઓ ધ્યાન આપતા નથી અને તેમાંનો એક જણ તો કંટાળો પણ બતાવે છે.

એક કેદી કહેતો હતો કે બટેટામાં ઈયળો હોવાને કારણે

તે ખાઈ શકાતાં નથી, જે સાર્જન્ટ તેમને બધું બતાવતો હતો તે વખતે બોલી ઊઠેલો, "તેની વાત જરા પણ માનશો નહિ. એ તો બડો જૂઠો છે." કેદી એ પછી એક શબ્દ પણ ન બોલ્યો.

"હું એટલું તો કહી શકું છું કે કેદીની વાત સાચી નહિ હોય," એક ડૉકટર કહે છે, "પણ સાર્જન્ટની રીતભાત પણ માણસાઈ વિનાની જ કહેવાય."

"બધે જ એવું છે? જર્મનીમાં પણ એવું છે?" મોના પૂછે છે.

"જર્મની જેટલું તો ખરાબ ક્યાંય નથી. ત્યાંના અધિકારીઓનાં દિલમાં તો કેદીઓ પ્રત્યે લેશ પણ દયા નથી અને તેમાંય તમારા બ્રિટિશ કેદીઓ તો ઢોર જેવું જીવન જીવે છે."

"પણ એ તો યુદ્ધ વસ્તુ જ એવી સેતાન છે. જેઓ લડાઈમાં હારે છે તેમને તે ઝનૂની બનાવે છે, અંત સુધી ખતમ થઈ જવા ઉશ્કેરે છે અને જેઓ જીતે છે તેમને તે રાક્ષસો બનાવી દે છે."

"બધી જગ્યાએ એમ નથી હોતું, બેન!"

"નહિ? તો તો પરમેશ્વરથી એટલી કૃપા!"

તે પછી ડૉકટર મહેમાનો મોનાને દૂધશાળાની ચોખ્ખાઈ અને દૂધની જાત માટે અભિનંદન આપે છે અને પૂછે છે કે

એ બધું એનાથી કેમ બની શકે છે? ઑસ્કર વિષે બોલતાં મોનાને ભય લાગતો હતો તેથી તે કહે છે કે એકલે હાથે પણ કામને પહોંચી ન વળાય તેવું નથી હોતું.

"વાહ!" ડૉક્ટર કહે છે. "હું તો માનું જ છું અને કહું છું કે સાચા દિલથી બે હાથ જે કામ કરી શકે છે તે દિલ વિના બાવીસ હાથથી પણ ન થાય."

"લડાઈમાં પણ એજ સિદ્ધાંત કામ કરે છે ને?" બીજો ડૉક્ટર બોલે છે. "લડાઈમાં પણ આમ જ બન્યું છે. ઈંગ્લાંડની જીત અને જર્મનીની હાર આજ નિયમે થઈ."

"જર્મનીની હાર?" મોની બોલી ઊઠે છે. "તો શું લડાઈ પૂરી થઈ?"

'પૂરી થઈ નથી તો હવે થવાની, અને ઘણી જલદીથી પૂરી થવાની, બહુ તો તમારા દુશ્મનો એકાદ વાર જોર કરી લે, પણ તેથી કાંઈ લડાઈ હવે લંબાય એવી આશા નહિ રાખજો."

મોનાનું હૈયું આનંદથી નાચી ઊઠે છે. શું ખરેખર એ સંભવિત છે કે લડાઈ પૂરી થઈ જશે! લડાઈ બંધ થશે! ઓહ, પરમેશ્વરની કેવી કૃપા! પછી તો તેના અને ઑસ્કરના માર્ગ વચ્ચે કોઈ જ જાતની આડખીલી નહિ રહેવાની."

ઑસ્કર જર્મન છે તે કારણે નહિ, પણ ઑસ્કરના દેશની

સરકાર સામે પોતાના દેશની સરકાર લડે છે માટે જ બંને વચ્ચેના પ્રેમને લોકો પસંદ નથી કરતા. એમના પ્રેમ વચ્ચે આવનારી વસ્તુ જાતિ–ભેદ નથી પણ યુદ્ધ છે અને તેથી યુદ્ધ જતાં બધી મુશ્કેલીઓ પણ ચાલી જશે.

"પ્રભુ, પ્રભુ, યુદ્ધને બંધ કરાવ, યુદ્ધને બંધ કરાવ, બંધ કરાવ!" સવાર ઊગે ને મોના પ્રાર્થના કરે છે, રાત્રે સ્વપ્નમાં પણ તે એ જ પ્રાર્થના કરતી હોય છે.

ગયા વર્ષની પેઠે આ વખતે પ્રાર્થનાઓનો જલસો નથી રખાયો પણ તેને બદલે પ્રસંગને અનુરૂપ કેમ્પના દેવળમાં જ સમૂહપ્રાર્થના, ઉપદેશ અને ભજનો ઇત્યાદિનો કાર્યક્રમ રખાયો છે. એક મોટો લુથરન ઉપદેશક તેના પ્રમુખ તરીકે આવનાર છે.

નવા વર્ષના પ્રથમ પ્રભાતે મોના પોતાના એક બળદને ખાણુ આપવા તબડકું લઈ બહાર નીકળે છે ત્યારે તે જેલના દેવળમાંથી ભજનના સૂર આવતા સાંભળે છે. તે સાંભળવા માટે એ ઊભી રહી જાય છે. વળતા દિવસના દેવળના કાર્યક્રમ વચ્ચે ગાવા માટે કેદીઓની નાની ટુકડી ગીત તૈયાર કરતી હોવી જોઈએ અને હારમોનિયમ વગાડનાર તરીકે ઑસ્કર હોવો જોઈએ એમ મોના ધારે છે.

ગીતની ભાષા એનાથી અપરિચિત હતી પણ સ્વરોને તે બરાબર જાણુતી હતી. નાની હતી ત્યારે પોતે તે દેવળમાં ગાતી—

"A sure stronghold our God is still..."

એક જ ભજન, એક જ ધર્મ, એક જ ઈશ્વર, એક જ ત્રાતા છતાં—

કેટલી દુષ્ટતા, કેટલી બેવકૂફી! લોકો કેમ એકમેક પ્રત્યે ઈર્ષા અનુભવી શકતાં હશે?

નવા વર્ષે દિવસભરનું કામ પતાવી દૂધશાળામાંથી તે બહાર નીકળે છે તે વખતે દેવળનો ઘંટ તે સાંભળે છે અને કેદીઓની ટુકડીઓ જેલના દેવળ તરફ જતી દેખાય છે. ઓસ્કર પણ સૌની સાથે છે.

એકાએક એને એક વિચાર સૂઝે છે; જો એક જ ધર્મ છે, તો એમની સાથે તે પણ દેવળમાં કેમ ન જઈ શકે? જો સંત્રીને વાંધો ન હોય, તે જવા દઈ શકતો હોય તો શું વાંધો?

પોતે શું કરે છે તેનો તેને ખ્યાલ આવે તે પહેલાં જ તે મેડી ઉપર જાય છે, દેવળમાં પહેરી જવાનાં વસ્ત્રો પહેરે છે અને ત્રીજા કમ્પાઉન્ડના દરવાજા તરફ ચાલવા પણ લાગે છે.

છાવણી-જેલનું દેવળ એટલે જાણે લાકડાની મોટી વખાર. એને એક છેડે ઊંચો માંચડો છે અને જમીન પર બેડકો જેવું બનાવેલું નથી. માંચડા ઉપર એક નાના ટેબલની પાછળ ઊભા રહીને લુથરન પાદરી કાળો ઝભ્ભો પહેરી બાઈબલનું

ગ્રંથવાંચન કરે છે. એની સામે જમીન ઉપર પાંચસો છસો માણસો હારબંધ ઊભા છે, દયા ઊપજે એવો એમનો દેખાવ છે, કેટલાક સાવ છોકરડા છે. કેટલાક ખખડી ગયેલા ડોસા છે, કેટલાકે સારાં કપડાં પહેર્યાં છે તો કેટલાકનાં શરીર પર ચીંથરાં જ લબડી રહ્યાં છે. કોઈના પગમાં ચકચકિત જોડા છે તો કોઈના જોડામાંથી અઢાર ઠેકાણેથી પગ બહાર દેખાતા હોય છે. કેટલાકનું મોં સરસ હજામત કરેલું છે અને કેટલાકનાં મોં વ્યસન અને કુટેવોથી વરવાં થઈ ગયાં છે. સૌની આંખો પાદરી ઉપર મંડાયેલી છે. નિર્જન શાંતિ છવાયેલી છે, કેવળ પાદરીનો જ અવાજ સંભળાય છે.

આ શાંતિમાં મંચ ઉપર જવાને દરવાજો ઉઘાડતાં 'કિચૂડ' એવા અવાજથી ભંગ પડે છે. અવાજની પાછળ જ એક સ્ત્રી સૌના જોવામાં આવે છે. બધા એને ઓળખે છે, એ હતી નોકાલોની મા. ક્ષણવાર તો તે પોતાની ઉપર ચોંટી રહેલી આંખોથી ડઘાઈ જાય છે. પછી કોઈકના હાથનો એને સ્પર્શ થાય છે અને તેને એક ખુરશી બતાવવામાં આવે છે. એના ધ્યાનમાં આવી જાય છે કે દોડીને બાજુની ઓરડીમાથી ખુરશી કોણ લાવ્યું હતું.

વાંચન પછી ભજનનો ક્રમ આવે છે. પ્રથમ પાદરી ગાય છે. રાત્રે પોતે સાંભળ્યું હતું તે જ ગીત! પણ એ ગીત જ્યારે હારમોનિયમ પર ગવાવા લાગે છે ત્યારે તો એટલા બધા માણસોની વચ્ચે પણ એ ધૂંટણભર થઈ જાય છે.

ઘેરા અને ચોખ્ખા અવાજે બધા કેદીઓ જર્મન ભાષામાં એ ગીત ગાય છે ત્યારે એકાએક વચ્ચે એ જ સૂરમાં એ જ ગીતના અંગ્રેજી શબ્દો ગૂંજી ઊઠે છે. એક સ્રીના કંઠમાં તે અતિ મૃદુ બની જાય છે:

"A sure stronghold our God is still..."

બધા કેદીઓ એ શબ્દો અને સ્વરમાં તલ્લીન થઈ સાંભળવા માટે ચુપ બની જાય છે અને પછી એક જ સૂર દેવળમાં ઘુંટાય છે—

"A sure stronghold our God is still..."
( ઈશ્વરનો પ્રભાવ હજી એવો જ પ્રતાપી છે. )

આકસ્મિક પ્રેરણાથી બધા આંખો મીચી જાય છે. સૌનાં હૈયાં તાલબદ્ધ થડકારા લે છે અને એમની જોડે ઓરડો પણ થડકારા લેવા લાગે છે ત્યાંસુધી સૌ સ્તબ્ધ બની ઊભાં રહે છે.

ભજન પૂરું થાય છે ત્યારે મોના બેસી જાય છે.

ભજન પૂરું થાય છે અને પાદરી બોધ આપવાનું શરૂ કરે છે. વચ્ચે વચ્ચે એકાદ બે શબ્દો જેટલું જ મોના સમજે છે. એની આંખો દરવાજા તરફ ભમવા જાય છે. ઓસ્કર ત્યાં ઊભો છે. તેનું માથું ઊંચું છે અને આંખો ઝગારા મારે છે.

"પ્રભુ, પ્રભુ, યુદ્ધને બંધ કરાવ !"

* * *

પાછો ઉનાળો આવી પહોંચે છે. સૂર્ય ઊગે છે અને આથમે છે, પક્ષીઓ ગાય છે અને નાચે છે, સૃષ્ટિ પ્રશાંત ભાવે ખીલે છે અને મધુરતાને વહેવડાવે છે પણ યુદ્ધ તો જ્યાં છે ત્યાં જ ઊભું છે. એનો અંત આવતો નથી. ત્યાં નવસર્જનનો આનંદ નથી પણ કેવળ સંહાર જ છે, કેવળ દુઃખ અને દર્દની ચીસો જ છે. પેલા સ્વીસ ડૉક્ટરે કહેલું કે દુશ્મનો બહુ તો હવે એકાદ વધુ વાર જોર કરી લેશે, એ પણ થઈ ગયું, વિનાશની આગ ફેલાવતાં એક મોટી આગેકૂચ એણે કરી લીધી. એથીયે ચડી જાય એવી પીછેહઠ પણ એણે હવે તો કરવા માંડી છે.

કૅમ્પ–જેલના કેદીઓ બધા સમાચારોથી બરાબર માહિતગાર હોય છે. ફ્રંટ પર લડતા એમના લશ્કરના ભાવિ સાથે એમના ઉત્સાહ કે જુસ્સાનો પણ પારો ચડ–ઊતર થાય છે. પહેલાં તેઓ એવી વાતો કરતા કે સાંભળનારનું હૈયું થડકી જાય. સાંભળનારને મન જર્મન લોકો તો કોણ જાણે કેવાય હશે એમ થઈ આવે. તેઓ વાતો કરતા કે જર્મન લોકો લંડન ઉપર હલ્લો લઈ જાય છે, બકીંગહામ પેલેસને ઉડાડી મૂકે છે, બ્રિટિશ સામ્રાજ્યના ભુક્કા ઊડી જવાના છે અને ત્યારપછી અમેરિકાનો મુકાબલો કરશે અને એમ આખી દુનિયાને સર કરશે, પણ ત્યારપછી એમની વાતો ઢીલી બનવા લાગી. હવે તો જર્મનોની હારના જ સમાચારો આવે છે એટલે એમને જરા મૂંઝવણ થાય છે. શું હશે લડાઈનું ?

સરવાળે મીંડું જ? અને દશ વર્ષ આમ જ ચાલ્યાં જાય તો તો લડાઈનું મૂળ કારણ શું હતું ને પણ ભુલાઈ જાય!

મોનાની જિજ્ઞાસા બહુ તીવ્ર છે. લડાઈનો ખરેખર અંત આવે છે? ઑસ્કર શું માને છે? એ શા માટે પોતાની પાસે આવતો નથી? શું એ એમ માનતો હશે કે તેને લીધે મને તકલીફ થાય છે?

અંતે ઑસ્કર આવે છે. રાતનો જ સમય છે. મોના એનો ધ્રૂજતો અવાજ ખુલ્લા બારણાની બહારની બાજુએથી સાંભળે છે.

"મોના!"

મોનાને એણે નામ લઈને આમ પ્રથમ વાર જ બોલાવી.

મોનાને પણ આખે શરીરે ઝીણી ધ્રુજારી પ્રસરી જાય છે. પિતાને ઊચલો આવ્યા પછી તે આમ તેની સામે ક્યારેય ઊભી રહી નહોતી.

"હાં-?" મોના મુશ્કેલીથી પૂરો સૂર કાઢી શકે છે.

"ખલાસ! મોના, ખલાસ!"

"શું ખલાસ?—ઑસ્કર!"

"જર્મની હાર્યું, હિન્ડન્બર્ગ-સેના ભાંગી ગઈ. બર્લિનમાં બળવો ફાટી નીકળ્યો છે."

"એટલે, એનો એ અર્થ કે લડાઈ પૂરી થઈ?"

"થવી જ જોઈએ."

મોનાને એક પ્રશ્ન પૂછવાનું મન થાય છે પણ પૂછતાં તે ખંચાય છે, પણ એનું હૃદય એટલા જોશથી ધબકતું હતું કે એનાથી પૂછ્યા વિના રહેવાતું નથી :

"ઓસ્કર ! લડાઈ પૂરી થવાથી તમે આનંદ પામશો ?

તે તેની આંખો સામે તાકીને જોઈ રહે છે અને પછી નજર ફેરવી લે છે. "મને ખબર નથી." એ જવાબ આપે છે અને ચાલતો થાય છે.

ઓસ્કર ચાલ્યો જાય છે. મોના તેની પાછળ જ જોઈ રહે છે. એની આંખોમાં ચમક આવે છે પણ હૃદયનો કંપ તો ખૂબ વધી જાય છે.

## ૧૦

# યુદ્ધનો અંત

**દસમી** તારીખ, નવેંબર મહિનો, ઓગણીશસો ને અઢારની સાલ.

અમલદારોની કચેરીઓમાં દિવસ આખો ધમાલ ધમાલ થઈ રહી છે. વહેલી સવારથી ગવર્નરની કચેરી સાથે જોડાયેલ ટેલિફોનનું દોરડું સતત ધ્રૂજી રહ્યું છે, આમથી તેમ દોડાદોડ થઈ રહી છે.

એક રીતે નજરકેદ–છાવણી વેરાન જંગલ છે. એમાં પવન પર ચડી અફવાઓ બેલગામ ઊડ્યા કરે છે. બપોર પડતામાં તો બધા કેદીઓ સાચી હકીકત શું છે તે જાણી લે છે, કૈઝરને તેના જ માણસોએ ગાદીએથી ઉતારી મૂક્યો

છે. જર્મન સરસૂબાએ સંધિની માગણી કરી છે, અને મિત્ર-રાજ્યોની વતીના વડાએ તેમને માટે તેની નક્કી કરેલી સંધિ પર સહી કરવાને ચોવીસ કલાકની મહેતલ આપી છે. જો સહી નહિ થાય તો બધું જડમૂળથી ઊખડી જાય ત્યાં સુધી લડાઈ ચાલશે. જો સહી થઈ જશે તો તેવા સમાચાર વીજળી-વેગે દુનિયા આખી પર ફેલાવી દેવામાં આવશે. તે મુજબ અગિયાર વાગ્યે નોકાલોમાં સમાચાર આવી જાય, ડગલાસ બંદરના કિલ્લામાં તે વખતે બંદૂકો ફૂટવાની, અખાતમાં પડેલી સ્ટીમરોનાં ભૂંગળાં બોલી ઊઠવાનાં અને આખા ટાપુમાં દેવળોના ઘંટ શોર મચાવી દેવાના.

મોનાનો હર્ષ સમાવ્યો શમાતો નથી. યુદ્ધનો અંત હવે છેક નજીક છે અને જેને માટે પોતે આટલી આટલી પ્રાર્થનાઓ કરેલી તે વસ્તુની અંતે પ્રાપ્તિ થવાની છે. છતાં આવા હર્ષની ભરતીમાં પણ એને ઊંડાણે ચાલી રહેલું ઘમસાણ એની સપાટીને ડહોળી નાખે છે. એને રૉબીનું સ્મરણ થાય છે અને મનમાં થાય છે, 'બરાબર, લડાઈનો અંજામ આવવો જોઈએ તેવો જ આવ્યો છે. જે નિર્દય શત્રુઓએ લડાઈની આગ જલાવી અને તેમાં પોતાના લાડીલા ભાઈને ખાખ કરી નાખ્યો તે બદમાશોને પૂરેપૂરી નસિયત પહોંચી છે.' પણ એને જ્યારે ઓસ્કર યાદ આવે છે ત્યારે એના મનમાં થાય છે... એને ખબર નથી કે પોતાને શું થાય છે.

ઓસ્કર ક્યાં હશે!

રસ્તાના દીવાઓ હજી સળગે છે, એ વખતે સવારે તેઃ જાગી જાય છે. પહેલી જ વસ્તુ એના ધ્યાનમાં આવે છે તે ધેરો ગણગણાટ, સૂમસામ દેખાતા દિવસમાં સમુદ્રનું ધીરું ગર્જન હોય તેવો. ગણગણાટ કેમ્પની બાજુથી આવે છે. છેલ્લી વસ્તુઓના ધ્યાનમાં આવે છે તે ગઈ રાત્રે પોતે પથા-રીમાં સૂવા પડી તે વખતની; કેદીઓ આમથી તેમ જતા હતા. મેલા પડછાયા ભમતા હોય તેવા તેઓ લાગતા હતા અને વાતો બસ વાતો જ કરતા હતા. આખી રાત એમણે શું ચાલ–ચાલ જ કર્યું હશે, આખી રાત એમણે બોલ–બોલ જ કર્યું હશે?

કોને ખબર? જે દિવસ ઊગવાનો હતો તે કયામતનો જ દિવસ હોય તો? બીજી રાત પડતાં એમનો પિતૃદેશ પણ પડી ગયો હોત તો? વતન વિનાના માનવી તેઓ બની જાય, જગતથી અસ્પર્શ્ય અને જગત ઉપર ભારરૂપ તેઓ બની ગયા હોય, કોને ખબર?

દિવસ ઊગે છે, દીવાઓ હોલવાય છે, ઝાંખા પ્રકાશમાં ચાલતા માણસો મોનાને અસ્થિર દેહવાળા લાગતા હતા પણ અત્યારે બધા શાંત છે. કેમ્પના સામાન્ય નિયમોનો ક્રમ કંઈક તૂટી ગયો છે અને તેઓ કારખાનામાં ગયા નથી. નાસ્તાનો વખત થતાં ઘંટ વાગે છે પણ કેટલાક તો ભૂખને જ વીસરી ગયા છે અને ખુલ્લામાં ફર્યાં કરે છે.

નવેંબરના બધા દિવસો જેવો જ સામાન્ય દિવસ છે. ચોખ્ખું આકાશ, ઠંડો પવન અને સમુદ્ર પર અવારનવાર ચળકી જતાં કિરણો એનાં એ જ હતાં. વાડામાં ગાયો વાગોળે છે, ટેકરી પર ઘેટાં ચરે છે, કુદરત એની એ જ છે.

મોના દૂધશાળામાં આવે છે; પણ દૂધ લેવા આવતા કેદીઓનાં વીલાં મોં એ જોઈ શકતી નથી. પહેલા કમ્પાઉન્ડમાં કેદીઓ નાનાં નાનાં ગૂંચળાં વળીને ઊભા છે, વાતો કરે છે, પણ બહુ જ ધીમેથી. બીજા કમ્પાઉન્ડના તોફાની ખલાસી કેદીઓ પણ માન બની ફૂંડાળાં વળી ઊભા છે. અત્યારે એમની વચ્ચે નથી શોરબકોર કે નથી ગાળાગાળી.

કલાક પછી કલાક ખેંચાતા જાય છે. છાવણીની વાડની પેલી બાજુ જોતાં મોના કેટલાંક ગાડાં જાણે મેળામાં જતાં હોય તેમ મોટા રસ્તા પર રણુદણુ દોડતાં જુએ છે. કર્ક પેટ્રીકના ધ્વજદંડ પાસે કોઈક કંઈક કરતો ઊભેલો દેખાય છે.

સાડા દસ વાગે છે ત્યારે તો જાણે આખી સૃષ્ટિ થંભી જાય છે. કેમ્પ પણ પગના ફણા પર થઈ રહ્યો છે. બધાની નજર ડગલાસના બારા ઉપર છે. એમના ચહેરા પ્રેત જેવા થઈ ગયા છે. ધરતીમાંથી જડમૂળથી ઊખડી ગયા હોય તેવા તેઓ જણાય છે. બેચેન ઘોડો જેમ જમીન પર પગ ઠોક્યા કરે તેમ કોઈક કોઈક કેદી જમીન ખોતરતા હતા, પણ આજ એક માત્ર હિલચાલ જણાતી હતી.

પણ ઓસ્કર ક્યાં ? એ કેમ દેખાતો નથી ?

અંતે ખૂબ વાર પછી અમલદારોની કચેરીઓમાં કંઈક પ્રાણ આવ્યો હોય તેમ દેખાય છે. જેલ–અધિકારીના તંબૂમાં વારે વારે મોના ફોનની ઘંટડી વાગતી સાંભળે છે. શાંત હવામાં અને સ્મશાનશાંતિમાં તેનો અવાજ પોતે સાંભળતી હોવાનો તેને ભ્રમ થાય છે.

"હલ્લો ! કોણ ? સરકારી કચેરી ?......હાં... ! સહી થઈ ગઈ, એમ ? વાહ !"

એ જ પળે તે પીલના ઘડિયાળના ડંકા સાંભળે છે અને ડંકા પૂરા થાય તે પહેલાં તો તોપનો મોટો અવાજ આવે છે.

ડગલાસ બંદરની દિશામાંથી જ એ અવાજ તળેટીઓને વીંધી ગડગડતો આવે છે એ નિઃશંક છે. ટેકરીઓને બેય પડખે અથડાઈ, કાળી છાવણી ઉપર થઈ સમુદ્ર તરફ તે લહેરાઈ જાય છે.

અને એક ક્ષણ પછી ભૂંગળાંઓમાંથી ચીસ ઊઠે છે. ઘડીક નજીકનાં, ઘડીક દૂરનાં એમ દેવળોના ઘંટના અવાજો આવે છે અને તે પછી પીલના લોકોના મત્ત આનંદના અવાજો આવે છે. સવારથી બધા બજારના ચોકમાં છેલ્લા ખબર જાણવા ઉત્સુક થઈ ઊભા હશે અને અત્યારે હવે હર્ષથી ગાંડા થઈ નાચતા હશે, પરસ્પર ભેટતા હશે અને તાળીઓ વગાડતા હશે.

છાવણીના પચ્ચીસ હજાર કેદીઓ ક્ષણવાર તો નિશ્ચેષ્ટ થઈ ગયા. એમનો સર્વનાશ થયો હતો—એમનો પિતૃદેશ પડ્યો હતો.

આ તંગ લાગણી એક હાસ્યાસ્પદ બનાવથી તૂટી પડે છે. 'શેઠ લોકોની બરાક'ના એક જર્મન ઉમરાવ કેદીનો એક સરસ કૂતરો અચાનક ઊઠેલા આ મોટા શોરથી ભડકીને હવામાં ડાઉ-ડાઉ કરતો વડચકાં ભરવા કૂદવા લાગ્યો. એ બિચારા પ્રાણીનો ગભરાટ બધાના આનંદનો વિષય બની જાય છે. માણસો કૂતરા સામે જોઈ હસે છે.

થોડી મિનિટો પછી પહેલા કમ્પાઉન્ડના કેદીઓમાં ક્રિયા આવે છે અને તેઓ એકમેકના હાથ હાથમાં લઈને પરસ્પર અભિનંદનો આપે છે. ગમે તેમ પણ હવે લડાઈ પૂરી થઈ અને તેઓ છૂટવાના—છૂટશે, ઘેર જશે; પત્ની, બાળકો અને માતાને મળશે એ આનંદ ઓછો છે!

બીજા કમ્પાઉન્ડવાળા ખલાસીઓ પણ આ વિચાર આવતાં આનંદથી ગાંડા બની જાય છે. તેઓ ઘાંટા પાડી પાડીને ગાય છે, હસે છે, તોફાન કરે છે, પરસ્પર ધબ્બા મારે છે અને સિંહ-ટપ્પો, બિલ્લી-ટપ્પો, સાતતાળી અને દોડાદોડીની રમતો રમે છે. દેશને અને એમને શો સંબંધ? કોણ ઓળખે છે પિતૃદેશને? જ્યાં રોટી મળે તે દેશ, સમસ્ત જગત અને સાગર એ જ એમના દેશ.

મોના દુધશાળાને બારણે થરથરતી ઊભી છે—જાણે કોઈ એ

મૂઠ મારી ન હોય ! જેને માટે એણે પ્રાર્થનાઓ કરેલી, જેની એણે આશા સેવેલી તેને તે પોતાની સામે પ્રત્યક્ષ થયેલ જુએ છે—શાંતિ ! સમગ્ર જગત પર શાંતિ ફેલાય છે. આવો અવસર તો જગતે કદી નહિ જોયો હોય ! અને ભવિષ્યમાં કદી આવો અવસર કદાચ આવવાનો પણ નહિ ! યુદ્ધની આ પાશવતા અને જલ્લાદગીરી કોઈ યુગમાં સાંભળવા પણ મળશે નહિ. પ્રજાઓની બેવકૂફી, બુદ્ધિહીન ઘૃણા અને ઇર્ષાનો ફરી અનુભવ કરવા નહિ મળે, એ નાબૂદ થઈ જશે અને પછી... અને પછી...

અચાનક એને લાગે છે કે પોતાની પાછળ કોઈ ઊભું છે. કોણ છે તેની તેને ખબર પડી જાય છે, પણ તે પીઠ ફેરવતી નથી. બેય વચ્ચે એક ક્ષણ મૌન પ્રવર્તી રહે છે અને પછી અર્ધા વિષાદમાં અને અર્ધા આનંદમાં એના મોંમાંથી શબ્દો નીકળે છે :

"તમે પણ ઘેર જઈ શકશો હવે તો– ! ઓસ્કર ! તમને એનો આનંદ તો થતો હશે !"

એક ક્ષણ મૌન તોળાઈ રહે છે અને પછી ઓસ્કર ધીમા કંપતા અવાજે જવાબ આપે છે : "ના. તમે જાણો છો, મોના, કે મને આનંદ નથી થતો."

મોનાનો હાથ સહેજ પાછળ ચાલ્યો જાય છે અને બીજી જ ક્ષણે કોઈ બીજા કંપતા હાથમાં તે દબાય છે.

## ૧૧

# યુદ્ધ વિરામ પછી

એક મહિનો ત્યારપછી વીતી જાય છે, છતાં કૅમ્પ પહેલાં જેવો જ દેખાય છે. મોનાએ તો ધાર્યું હતું કે આ દરમિયાનમાં કેદીઓ છૂટી ગયા હશે, પણ તેઓ તો હજી ત્યાં જ છે. એમ સંભળાય છે કે જેલ અધિકારી ઉપરથી હુકમો આવવાની રાહ જુએ છે.

છાવણીમાં નિયમ જેવું તો હવે રહ્યું જ નથી. આ કેદી આ કમ્પાઉન્ડનો અને પેલો પેલા કમ્પાઉન્ડનો તેવું પણ બહુ રહ્યું નથી. જ્યાં જેને ફાવે ત્યાં તે જાય છે. અટકાયત માત્ર બે જ ઠેકાણે રહી છે—મોટા દરવાજાઓ આગળ કે જ્યાં ખડી ચોકી રહેલી છે, અને વાડ આગળ કે જ્યાં અણિયાળા

તાર છે અને કેમ્પની હદ છે. અટકાયત રાખવાની પણ જરૂર નથી કારણ કે કોઈના નાસી જવાનો ભય નથી, ગણ્યા દિવસોમાં તો સૌ છુટવાના જ છે.

મોનાને કામમાં હવે જેટલી જોઈએ તેટલી મદદ મળી શકે છે. કેદીઓ કૃષિ-ઘરમાં આવ-જા કરતા જ હોય છે અને તેમનાથી થાય તેવું કામ કરતા હોય છે. તેઓ એને પોતાનાં સ્ત્રી-બાળકોની છબિઓ બતાવે છે અને પોતાની પાસે કેટલી બચત રહી હશે તેનો હિસાબ કરાવી લે છે.

આખરે ખબર આવે છે કે સુલેહ-પરિષદ્ શરૂ થઈ છે અને જેલ-અધિકારીને જરૂરી હુકમો મળી ગયા છે. રોજ બસો-બસો કેદીને સ્ટીમર પર ચડાવવાના અને એમ કરીને કેમ્પને વિખેરવાનો.

પણ આ છુટકારા પાછળ એક શરત પણ રાખવામાં આવી છે. મોના એ સાંસળીને હેબતાઈ જ જાય છે. આઘેના કમ્પાઉન્ડના ત્રણ કેદીઓ ઘર પાછળ ઊભા રહીને વાત કરે છે તે પરથી મોનાને ખબર પડે છે. એને આશ્ચર્ય ખાસ એ વાતથી થાય છે કે વાતો અંગ્રેજી જ નહિ પણ બ્રિટનના પ્રાંતીય ઉચ્ચારોમાં થાય છે.

"ઈવડા લોક મુંને ઝરમર કે'છ. હું કુણ કે'વાઉં ભલા? ઈટલો પાંચ વરહનો ઉતો જે દિ'નો અંગ્લાંડ આઇવો, અને આ પચ્ચા માથે થ્યાં. પાંચ વરહનો ઝરમર અને પિસ્તાળી'

વરહનો અંગરેઝ. તોય કયે તું ઝરમર, તુંને ઝરમનીમાં મોકલવો!" એક જણો બોલે છે.

"મારું કાંઈ સોકસ નંઈ, પણ તોય તમારા ઝેવું." બીજો બોલે છે. "મારી માને હજી ધાવતો હતો, આ તે દિ' આવ્યો ગિલાસગોમાં. જિંદગી નિયાં જ કાઢી. લગ્ન નિયાં જ કર્યાં ને સોકરાંય નિયાં ઊઝર્યાં. બે સોકરા તો અંગ-રેજની પડખો પડખ રહીને લડયા ને કામ આવી ગયા. ઈ હૈયા—ફૂડકમાં ઘરવાળી પણ રામશરણ થઈ. વાંહે મારે કોઈ રિયુંય નંઈ. ને તોય કે', તું પરદેશી."

"અરે બાપા, મારી વાતું તો જુદી ભાત જ છે." ત્રીજો કહે છે. "મને પોતાને આજ દિન સુધી ખબર નહોતી કે હું કોણ છું, પણ લડાઈ થઈ ત્યારે અંગ્રેજ સરકારે જ મને ખબર પાડી કે તું તો જર્મન છો. હું તો આ બેટમાં જ નાનેથી મોટો થયો છું. મારા જેવાને તો આંહી માજિસ્ટ્રેટ કરીને-ય બેસાડે છે. અરે મારા જ છોકરાને, 'દેશ અને રાજાને તારી જરૂર પડી છે' કહીને લડાઈમાં લઈ ગયા. બાર મહિના ઉપરની જ વાત કહું. છોકરો જખમી થયો એટલે જખમી તો લડાઈમાં શું કામ આવતો' તો કહીને પાછો આંહી ચડાવી દીધો, પણ નવાઈની વાત હવે આવે છે. મેં કીધું ને કે મારા જેવા ને તો આંહી માજિસ્ટ્રેટ કરીને બેસાડે છે, મારા એ જખમી છોકરાને વાડની બહાર અંગ્રેજ કરીને પહેરો ભરવા ઊભો રાખ્યો છે અને આ એના જ બાપને જર્મન કરીને

વાડની અંદર બેસાડ્યો છે! અને છોકરાને સરકાર હુકમ કરશે કે ચડાવી દે તારા બાપને જર્મની, કેમ કે તે પરદેશી છે! આ લડાઈ તો નવી નવાઈની જાગી છે કે બીજું કાંઈ? ઘરડે ઘડપણ, જ્યાં જર્મની જનમ ધરીને દીઠું નથી ને જ્યાં કોઈ આધાર નથી ત્યાં મારે કોને ઘરે જઈને પડવું? છાવણીમાં પુરાયો તે પહેલાં નમાયા છોકરાને તેડીને ફેરવતો એ એક આશરો છે, પણ કાં તો સરકાર એમ જ નહિ કહે કે એ તો અંગ્રેજ છે માટે જર્મનીમાં નહિ લઈ જવાય!"

મોનાના લોહીના ટીપે ટીપામાં ખાલી ચડી ગઈ, આટલા જુલ્મો, આટલી પાશવતા, આટલી ખુનામરકી, એ શું બસ નહોતાં કે ત્યારપછી પણ તેનાથી વિશેષ ભયંકર એવી માનવ-જાતની આ મશ્કરી ઉડાવવામાં આવે છે! જાતિ! જાતિ! જાતિ! જગતનાં અર્ધાં યુદ્ધોની એ જનેતા—કયે દિવસે પેલો સર્વ જીવ–પ્રાણોનો સર્જક, ખ્રિસ્તના અનુયાયીઓના મોંમાંથી આ દંભી શબ્દને મિટાવી દેશે!

પણ જે વાતો મોનાને કાને અથડાઈ ગઈ તે તેને વધુ ને વધુ ઊંડો ઘા કરવા લાગી છે. જો બધા 'જર્મન–લોહિયા' કેદીઓને જર્મની ચડાવી દેવામાં આવશે તો ઓસ્કરને પણ ત્યાં જવું પડશે. અને તો પછી—?

તે જ રાત્રે એનું બારણું ખખડે છે. ઓસ્કર આવ્યો છે. એની આંખો પહોળી થઈ ગઈ છે અને એના હોઠ ધ્રૂજે છે.

"સમાચાર તો સાંભળ્યા હશે!"

"હા. તમારે પણ જવું પડશે?"

"જવું જ પડશે. ધારું છું ત્યાંસુધી તો જવું જ પડશે"

*　　　*　　　*

પહેલી ટુકડી ઊપડવાની તે 'શેઠ લોકોની બરેક'માંથી. પૈસાદાર હોવાથી તેમને શરતો એકદમ માન્ય થઈ જાય તેમ હતી. પછી 'પાર્ક લેઈન'માં રહેવાનું થાય કે, થરગાર્ડનમાં રહેવાનું થાય તો પણ એમને શો વાંધો આવે તેમ હતો? તેઓ તો કાળાં ચમકદાર કપડાં, સુંદર સપાટો, રૂંવાદાર કોટ અને 'સુટકેસો' સાથે આનંદથી કૂચ કરી ગયા.

ત્યારપછી જવાનું આવ્યું બીજા કમ્પાઉન્ડના કેદીઓને. એમનો ભપકો 'શેઠ લોકો' કરતાં કંઈ ઓર જાતનો હતો. ફાટેલા જોડા, ચીંથરાં થઈ ગયેલાં કપડાં, અને કોટ વિનાના એવા એ લોકો જેલમાં કામ કરીને મેળવેલ થોડી મૂડી સાથે બગલમાં શણના કોથળામાં લબાચો ભરીને ચાલતા થાય છે. જાન્યુઆરી મહિનાનું ધ્રુજાવી દે તેવું પરોઢિયું હતું. છતાં જેલ–અધિકારીનો હુકમ છૂટતાં જમણા હાથને ડાબો હાથ ન સૂઝે તેવા ધુમ્મસમાં અને ઝીણા ઝીણા વરસતા વરસાદમાં એંઢાની માફક બહાર નીકળી જાય છે. આવ્યા ત્યારે ગાતા અને બરાડતા લોકો જાણે આ હતા જ નહિ!

નવો આવેલો સંત્રીઓનો સૂબેદાર મોનાને વાત કરે છે, એ લોકો સ્ટીમર પર ચડતા ત્યારે કેવા લાગતા હતા—જાણે

ફાંસીએ ચડતા હોય તેવા. એક ખૂણામાં ભિંસાઈ ભિંસાઈને બધાને બેસાડ્યા હતા. સ્ટીમર ઊપડી ત્યારે તેઓ બેટના કાંઠાને જોઈ રહ્યા હતા.

"સેતાનો, પણ આખર બિચારા! કેમ્પને નરક ગણતા પણ છ મહિના પછી આ જ કેમ્પમાં 'ભાઈશા'બ બાપા' કહીનેય આવવાને રાજી હશે.'

"પણ શા માટે–કયા કારણસર એ સૌને જર્મની ચડાવી દેવામાં આવે છે?" મોના પૂછે છે.

"એવો જ હુકમ છે, બેન, કોઈ જ દેશ પોતાના દુશ્મનને સંઘરવા નથી ઇચ્છતો, સિવાય કે કોઈ એવું કારણ હોય કે રહેવા જ દેવા પડે."

"દાખલા તરીકે—"

"હા, દાખલા તરીકે કોઈ જર્મનને અંગ્રેજ પત્ની હોય અને અંગ્રેજ વ્યવસાય હોય."

"તો એમને રહેવા દે–એમ?"

"મારું એવું ધારવું છે."

મોનાનું હૃદય નાચી ઊઠે છે. એના મનમાં એક વિચાર સ્ફૂરે છે. ઓસ્કરને જો જર્મની ન જવું હોય તો અહીં જ કેમ ન રહે? નોકાલોને જ કેમ ન ખેડે?

* * *

બીજી સવારે ત્રીજી ટુકડીની રવાનગી થઈ ગયા પછી તે જમીનદારને ત્યાં જવા નીકળે છે. અર્ધા વર્ષનો હિસાબ પણ બાકી છે અને નવેંબરમાં પૂરા થતા જમીન-ખત માટે પણ વાતો કરવાની છે.

સુંદર મજાની સવાર છે, ભૂરું ભૂરું આકાશ છે ને મીઠો એવો તડકો છે. બરફની કણીઓ ચમકવા માંડી છે અને ઝાંખરાંમાં ઊગેલાં પીળાં ઝીણાં ફૂલો બહાર નીકળ્યાં છે. મોટાં ડગ ભરતી મોના ચાલે છે અને વિચાર કરે છે કે જમીનદાર શો જવાબ આપશે. ચાર વર્ષ ઉપર તેના પિતાએ પૂછ્યું હતું, 'લડાઈ પૂરી થાય પછી શું થશે?' અને જમીનદારે જવાબ આપેલો, 'એની ફિકર જ રાખશો મા. તમે અને તમારાં છોકરાં જીવશો ત્યાંસુધી તમને કોઈ અહીંથી 'ખસ' એમ કહેવાનું નથી.'

જમીનદારને ઘરના ઝાંપા આગળ જ તે મળે છે. દેવળમાં પહેરી જવાનાં કપડાં તેણે પહેર્યાં છે. હમણાં જ પીઠથી પાછો આવેલ હશે. પીઠમાં તેને મેજિસ્ટ્રેટ તરીકે બેસવાનું હોય છે.

"ભાડું ને?" તે બોલતાં બોલતાં મોનાને ઘરમાં લઈ જાય છે.

મોના એને સરકારી નોટો ગણી આપે છે અને તે સામી એની પહોંચ લખી આપે છે. પછી જાણે તે છૂટવા માગતો

હોય તેમ જવા માટે ઊભો થાય છે. મોના બેસી જ રહે છે અને પૂછે છે: "અને નવા લખતનું શું, સાહેબ?"

"આજે હવે એ વાત નહિ." જમીનદાર કહે છે.

"આજે જ નક્કી થઈ જાય તો સારું. મારે એને આધારે કેટલીક ગોઠવણો કરવી છે."

જમીનદાર એની સામે તાકીને જોઈ રહે છે.

"તો પણ સાહેબ, આપને એમ જ લાગતું હોય કે એનો વખત આવ્યે એ થઈ રહેશે તો સાહેબ, અત્યારે એને રહેવા દઈએ."

જમીનદાર દરવાજા સુધી પહોંચી ગયો હતો. તે દરવાજો ઉઘાડવાની તૈયારીમાં જ હતો તે આ સાંભળી પાછો ફરે છે અને કહે છે—

"ના ના, ત્યારે તો હમણાં જ કહી દઉં. જો જાણે સાચી વાત એ છે કે મારે એની બીજી જ વ્યવસ્થા કરવી છે."

મોનાને માથે જાણે વીજળી પડી. તે એકદમ બોલી ઊઠે છે, "એટલે? એટલે કે આપ...આપ...એ કોઈ બીજાને ખેડવા માટે આપવા માગો છો?"

"આપવા માગતો હોઉં તો કેમ ન આપી શકું? જમીન છે તો મારી જ ને? અને હું ધારું છું કે હું ચાહું તેમ તેનું કરી શકું."

" પણ આપે મારા પિતાને વચન આપ્યું હતું – જ્યારે ખેતરો ઉપર છાવણી નખાઈ ત્યારે– "

" હા, હા. ! ભોળી છોકરી ! દરેક સમયે પરિસ્થિતિ એક જ નથી હોતી. તારા પિતા ગયા, તારા પિતાનો પુત્ર પણ ગયો."

" પણ એની પુત્રી તો જીવે છે, એણે એવું શું કર્યું છે કે જેથી—"

" મને એ શા માટે પૂછે છે, બેટા, કે એની પુત્રીએ શું કર્યું ?"

" તો પણ સાહેબ, હું તો એવું કંઈ જોઈ શકતી નથી. મારે એ જાણવું છે, મને કહો–"

" તારી મરજી જ છે તો ભલે સાંભળ. જો ત્યારે, મારી ઇચ્છા એવી છે કે મારી જમીન મારી જ જાતિનો હોય તે ખેડી શકે, કોઈ શત્રુ–પક્ષનો નહિ."

મોના સ્તબ્ધ બની જાય છે. એનો ગુસ્સો એના ગળામાં જ રૂંધાઈ જાય છે અને પછી ડૂસકાં ભરીને એ રડવા લાગે છે. એ ઘર તરફ દોડી જાય છે.

ઓસ્કર એ જ વખતે મકાન આગળ આવીને ઊભો છે. મોનાનું મોં જોઈને એને તે લૂછવા લાગે છે. ઓસ્કર વિષે જે બોલાયું હતું તે યાદ કરીને મોના બનેલી હકીકત કહે છે.

"તમારું કુટુંબ તો પેઢીઓથી નોકાલેોમાં રહે છે, નહિ વારુ?"

"ચાર પેઢીથી."

"અને નોકાલેોમાં જ તમારો જન્મ થયો કે?"

"હા."

"ઓહ! ફિટકાર છે આ ન્યાયને, હજારો વાર ફિટકાર છે!"

મોના ભાંગી પડે છે. એનું નોકાલેો હવે એનું રહ્યું નથી. આ સુલેહ? આ સુલેહને માટે એણે આટલી પ્રાર્થનાઓ કરી હતી?

* * *

દિવસ પછી દિવસ ચાલ્યા જાય છે. રોજ સવારે એકાદ ને એકાદ ટુકડી જહાજ પર ચડતી જોવામાં આવે છે. એ જોઈ જોઈને મોનાનું હૃદય ચિરાય છે. આમ ઓસ્કરનો પણ જવાનો વારો આવશે, એનો વિચાર આવતાં એનું માથું ફાટી જાય છે. અહીં ઘર આગળથી કર્ક પેટ્રીકને આટો લઈ તે પણ એક વખત સૌનાં જેવાં પગલાં ઉપાડતો હશે!

એના મનમાં બળવાની વૃત્તિ જાગે છે. નોકાલેો એની પ્રિય ભૂમિ છે. અહીં એનાં અનંત સ્મરણો પડ્યાં છે, પણ ટાપુ ઉપર એ જ તો એક સ્થાન નથી, નવેંબરમાં એક બીજું

ઓતરાદું ખેતર ભાડે ખેડવા અપાવાનું છે તેવું તેણે સાંભળ્યું છે. બહુ મોટું હોવાને કારણે સાધારણ ખેડૂતના કામનું એ નથી પણ મોનાની પાસે તો કેટલા ઢોર હતાં—કેમ્પની જરૂરિયાતને બરાબર રીતે પહોંચી વળાય તે માટે એણે ફરજ માની પોતાની તમામ બચત ઢોરાં વધારવામાં જ ખરચી હતી તેથી આજસુધીમાં એની પાસે ઠીક મોટું ધણ થઈ ગયું હતું. પેલું ઓતરાદું ખેતર જો પોતે ભાડે રાખે તો એને જમીન પડતર રાખવી ન પડે.

તે ખેતરના માલિકની પાસે જવાની એ તૈયારી કરવા ઉપરને માળે ગઈ છે, તે વખતે મકાન નીચે કોઈ ઘોડો આવીને ઊભો રહ્યો હોય તેવો તેને ભાસ થાય છે, અને એ પછી તરત એ પોતાના નામની એક બૂમ પણ સાંભળે છે. મોના અવાજને ઓળખી જાય છે-એ છે પેલો લાંબો જ્હોન કૉર્લેટ. એના આ અવિવેકથી મોનાને ગુસ્સો ચડે છે. ભલે બહાર ઊભો ટટળે, એવા વિચારથી તે બારીએ ડોકાતી પણ નથી કે સામો હોંકારો પણ દેતી નથી; પણ વળી એને થયું, ચાલ જરા એ બેવકૂફને બનાવું અને તે બહાર આવે છે. જ્હોન કૉર્લેટ—એ આવ્યો તોપણ પેગડાંમાંથી પગ બહાર કાઢતો નથી.

"કેમ શું છે, જ્હોન કૉર્લેટ?"

"જો આજે મશ્કરી નથી હાં, તને જણાવી દેવામાં

આવનાર છે કે આવતા નવેંબરથી આ જમીનનું ખત મને મળનાર છે, હું હવે નોકાલોને ખેડનાર છું એટલે–"

"મેં જાણી જ લીધું છે. પણ તમે ખેડનાર છો તેની સાથે મને શું લાગે વળગે?"

"હું એ જાણવા આવ્યો છું કે તું હવે અહીં કેટલા સમય સુધી રહેવાની છે?"

"જમીનનું ખત જ્યાંસુધીનું મને મળ્યું છે ત્યાંસુધી. એ સિવાય, સાહેબ, આપ બીજી શી આશા રાખો છો?"

"પણ કેમ્પ તો ત્યાર પહેલાં જ ખાલી થઈ જશે અને માણસો ચાલ્યા ગયા પછી દૂધનું તું શું કરશે?"

"તમારે જાણવું હોય તો કહું કે આ લોકો આવ્યા ત્યાર પહેલાં જે કરતી તે કરીશ."

"તો તારી એ ગણતરી ખોટી પડવાની છે. આગલાં ઘરાક ફરી બાંધવાની તું આશા રાખતી હોય તો છોડી દેજે."

"કેમ?"

"બસ એમ જ. બધાં આમ જ કહે છે. પૂછવું હોય તો કોઈને પણ પૂછી આવજે. તારાં જૂનાં ઘરાકોને જ પૂછી જોજે ને!"

મોનાની આંખો લાલાશ પકડે છે.

"હં! તો મને પરવા પણ નથી, મારું દૂધ વેચાય કે ન વેચાય તેની." કહીને મોના ઘરમાં જવા વાંસો ફેરવે છે.

"મંજૂર. એ ઉપરાંત પણ બીજી વાત છે. જમીનને જે કાંઈ જફા પહોંચી હશે તેનું શું કરશે?"

"એ શું?"

"કાયદાની તને ખબર જ હોવી જોઈએ. સરકારી દસ્તાવેજ પ્રમાણે જમીન રાખનારે અસ્કામતથી થયેલી જફા પર મરામત કરાવી આપવાની હોય છે."

મોનાને આ કાયદાની ખબર હતી, પણ એનું એને વિસ્મરણ જ થયેલું.

પચ્ચાશ હજાર માણસો આ ખેતર પર ચાર વર્ષ રહેલા. આવી જમીનને પાછી ખેડવા લાયક બનાવતાં ખર્ચ જેવું તેવું નહિ થાય. જરા અચકાતે અવાજે તે કોર્લેટને ખર્ચનો અડસટ્ટો પૂછે છે અને કોર્લેટ એને મોટો આંકડો કહી સંભળાવે છે.

"એટલું તો ત્રણ વર્ષનું આટલી જમીનનું ભાડું થઈ જાય!" મોના ઊંડો શ્વાસ ખેંચે છે અને એના મોં પરથી રંગ ઊડી જાય છે.

"પણ એટલું કર્યા પછી તો મારી પાસે ફૂટી બદામ પણ બચે નહિ." મોના કહે છે.

"ઊંહ ! સરકાર પાસેથી ભાડું તને ઓછું મળ્યું છે? તારી પાસે કાંઈ બચશે નહિ તે વાત સાચી નથી. સારી એવી કોથળી એક બાજુ મૂકી હશે."

"ના, કાંઈજ નથી, મારી પાસે જે બચતું તે બધું ઢોરાંમાં જ નાખતી આવી છું."

ખંધાઈથી કોલેંટ એની સામું જુએ છે અને પોતાના પગની પિંડી પર હાથમાંની પાતળી લાકડી મારે છે. પછી સ્વરને લંબાવીને બોલે છે:

"વા—રુ, એ પણ સારું જ થયું છે ને? બધું જમીન ઉપર જ થયું છે!"

પછી પેગડામાંથી નીચે કૂદી પડે છે અને મોનાની નજીક આવીને જાણે સમજાવતો હોય તેમ બોલે છે.

"જો મોના, આ કોલેંટને કોઈ નિષ્ઠુર નહિ જ ગણે. આ ખેતર ઉપર જે કાંઈ જે સ્થિતિમાં છે તે છોડી જા અને પછી તારે કે મારે વિશેષ કશું જ કરવાપણું નહિ રહે."

મોના પળવાર તો કાંઈ બોલતી નથી. એનો શ્વાસ ઝડપભેર ચાલવા લાગે છે, એ બોલે છે:

"જ્હૉન કોલેંટ, તમે મને મારા પિતાના ખેતરમાંથી પહેર્યે લૂગડે જ બહાર કઢાવવા ઇચ્છો છો?"

"અરે, છોકરી! એમાં ભૂંડું શું છે? હું નહિ પણ કોઈક બીજો તેવું ઇચ્છે છે કે તારું સર્વસ્વ છોડીને તું એની પાછળ પરદેશમાં જા. કેમ, ખોટું કહું છું?"

આ સાંભળતાં મોનાનાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે. એનું મોં લાલઘૂમ થઈ જાય છે. આગની પેઠે તે જ્હૉન કૉલેંટ પર તૂટી પડે છે.

"લુચ્ચા! બદમાશ! ચોર! લૂટારા! નીકળ અહીંથી, બહાર નીકળ. મારી જમીન ઉપરથી બહાર નીકળ!"

જ્હૉન કૉલેંટ એકદમ ઘોડાની પીઠ પર ઠેકી જાય છે અને લગામ પકડતાં પકડતાં બોલે છે:

"કૉર્ટનાં બારણાં ન જોવાં પડે! એમ કાંઈ છટકવા નહિ દઉં?"

બાજુમાં પડેલી એક લાકડી એકદમ મોના ઉઠાવે છે. "બહાર નીકળ!"

જ્હૉન કૉલેંટ લાકડીને હવામાં ઊંચી થતી જુએ છે અને પોતાના પર પડવાની પૂરેપૂરી સંભાવના જોઈ ઘોડાને એડી મારે છે. આમ લાકડીથી તે પોતે બચી ગયો પણ ઘોડાના પાઠા ઉપર તે પડે છે. ઘોડો પાછલા પગ ઉલાળીને ભાગે છે અને જરા વારમાં નજર બહાર થઈ જાય છે.

ઘોડાની પીઠ પર માંડ માંડ શરીરને જાળવતાં એ સવાર બોલતો જાય છે, 'તું અને તારો—'

કેટલાક સંત્રીઓએ તે જે દશામાં ભાગતો હતો તે જોયું અને ખડખડાટ હસી પડયા, પણ મોનાનું તો માથું જ ફાટી ગયું. તે છેક અંદરના ઓરડામાં દોડી ગઈ અને ધ્રુસકા મૂકીને રડવા લાગી. એનાં પ્યારાં પ્રાણીઓ! અને વળી એને વેચી નાખ્યાં પછી નોકાલો તો શું, પણ બેટમાંય કયાંય ઊભા રહેવા જેવું ઠેકાણું ન રહે.

રાત્રે મોડેથી ઑસ્કર આવે છે ત્યારે તેની આંખો સૂજેલી જ છે.

"મને બધી બાતમી મળી છે. જો હું સ્વતંત્ર હોત તો એ બદમાશનું એક હાડકું પણ સાજું ન રહેવા પામત! પણ મારે ખાતર આટલું સહન કરવું પડે તે મારાથી જોયું નથી જતું, તું મારો વિચાર મૂકી દે, મોના!"

આ પ્રથમ જ વાર બંને વચ્ચે પ્રેમનો આવો ખુલ્લો એકરાર થાય છે, એક ક્ષણ મોના મૂંઝાય છે અને પછી કહે છે:

"હું તને છોડી દઉં, એવું તું ઇચ્છે છે, ઑસ્કર?"

ઑસ્કર જવાબ નથી આપતો.

બધાની સાથે તું પણ ચાલ્યો જા. તને કદી યાદ પણ ન કરવો—એવું તું ઇચ્છે છે?"

ઓસ્કર ચૂપ જ છે.

"મને જવાબ દે, ઓસ્કર!"

"મને ન પૂછ, મોના! ઇશ્વર જ એક સાક્ષી છે." તે કહે છે અને બીજી ક્ષણે ચાલ્યો જાય છે.

# ૧૨

# દેશની ખાતર

**ત્યાર પછીની** ચોથી રાત્રે ઑસ્કર ફરી આવે છે. હમેશની પેઠે આજે પણ તે ઘરની બહાર જ ઊભો રહે છે. એટલે મોનાને ઉંબરમાં ઊભા રહીને તેની સાથે વાતો કરવી પડે છે. ઑસ્કરની આંખો ચમકારા મારે છે અને તે ઉશ્કેરાયેલો જેવો અને ઉતાવળમાં દેખાય છે.

"મને એક વસ્તુ સૂઝી છે."

"હાં—?"

"આવા નાના ટાપુમાં લોકોનાં માનસ ક્યારેક વિપરીત પરિસ્થિતિમાં સંકુચિત અને લાગણીહીન બની જાય તેમાં નવાઈ પામવાનું નથી. પણ અંગ્રેજો એવા નથી કાંઈ. અંગ્રેજ પ્રજા મહાન–મહાન છે. જો તું મારી સાથે ઈંગ્લાંડ આવે—"

"ઈંગ્લાંડ ?"

ઑસ્કર મોનાને પોતાને વિષેની બધી વાતો કરે છે. મોનાએ તો એ ક્યારેય સાંભળેલ જ નહિ. ઑસ્કર એક સારો ઇલેક્ટ્રિક એન્જિનિયર હતો અને નોકાલોમાં તેને પકડી લાવ્યા તે પહેલાં તે મરઝીમાં એક અંગ્રેજી પેઢીમાં વર્ષના હજારના પગારે ચિફ એન્જિનીયર તરીકે કામ કરતો: લડાઈ શરૂ થઈ ત્યારે તો 'પેલા નાલાયક કૈઝર' ને કારણે સ્વદેશ પ્રત્યેની સહાનુભૂતિ પણ એનામાંથી મરી ચાલી.

" ઑસ્કર ! "

" હું ખરું જ કહું છું. એ દિવસોમાં હું અંદર અંદર શરમથી મરી જતો હતો, પણ જો મને લશ્કરમાં લેવામાં આવ્યો હોત તો બ્રિટિશ લશ્કરમાં જોડાઈ પણ ગયો હોત; પણ મને લશ્કરમાં લેવાને તે લોકો તૈયાર નહોતા."

ઊલટું એ લોકોએ તો એને છાવણીમાં કેદ કરી રાખ્યો. જે કંપનીમાં એ હતો તેને ઑસ્કરના જવાથી ખૂબ નુકસાન ખમવું પડે તેમ હતું તેથી તેણે તેને છોડવવાના ઘણા પ્રયત્નો કર્યા, પણ બધા વ્યર્થ ગયા. એટલે પછી કંપનીના મેનેજરે કહેલું, "હેઈન, તમારી ખોટ તો અમને ખૂબ જ સાલવાની, પણ લડાઈ પૂરી થયા પછી તમારી ઇચ્છા હોય તો તમે અહીં આવી શકશો, તમારી જગ્યા કાયમ જ છે એમ સમજજો."

"ખરેખર?"

"ખરેખર, મોના! કેટલો ભલો હતો એ માણસ! એના જેવો માણસ વચન ન પાળે તો માણસજાત ઉપરથી મારો વિશ્વાસ ઊઠી જાય. એટલે હું...હું..."

"હાં?"

"હું એને લખવાનો વિચાર રાખું છું કે હું છૂટવાનો છું અને–બસ, એક તારીજ સંમતિ હોય કે તું મારી સાથે......"

મોનાની આંખ ભીની થઈ જાય છે. ઑસ્કર એ જોઈને અટકી જાય છે અને પછી ઘોઘરા અવાજે કહે છે, "તને બેટ છોડવાનું કહેતાં મને દુઃખ થાય છે–"

"ના, એથી વધુ દુઃખની વાત તો એ છે કે બેટ પોતે મને ધક્કો મારે છે."

"તો તું મારી સાથે ઈંગ્લાંડ આવશે?"

ઑસ્કર કાગળ લખવા માટે ઝટપટ ત્યાંથી ચાલતો થાય છે.

આ પછીના અઠવાડિયામાં મોના આનંદમાં રહેવા ઘણો પ્રયત્ન કરે છે, પણ એક પછી એક શંકા એના મનમાં ઊઠતી જાય છે અને એને ગભરામણ થાય છે.

એક દિવસ જેલ-અધિકારી અને ગવર્નર વચ્ચેની વાત તૂટક તૂટક એના સાંભળવામાં આવે છે. બંને જણુ મકાનની નીચે ચોગાનમાં કૅમ્પને વિખેરી નાખી ખસેડી શકાય તેવા સામાનને ક્યાં ને કેમ ખસેડવો તે વિષેની વાતો કરે છે. વાતવાતમાં તેઓ સુલેહ-પરિષદ્‌ની વાતો પર ચડી જાય છે.

જેલ-અધિકારી કહે છે, "મારો તો અનુભવ છે કે સુલેહનાં પહેલાં વર્ષો યુદ્ધનાં છેલ્લાં વર્ષોથીયે ખરાબ હોય છે. કેવી કરુણાજનક સ્થિતિ!

અને ગવર્નર જવાબમાં કહે છે:

"એ તો એમ જ ચાલવાનું. આપ જ કહો, જો આપણા દેશદ્રોહીઓનો આપણે વિશ્વાસ કરીએ તો આપણા જેવા કોઈ મૂર્ખા કહેવાય? જે જર્મન હેવાનોને આપણે દબાવી દીધા છે તેમને હવે એમ જ દબાએલા રાખવા જોઈશે."

"હું આપના મતનો નથી, નામદાર." જેલ-અધિકારી કહે છે. "હું તો માનું છું કે જેમ લડતી વખતે આખર સુધી લડવાનો વિચાર રાખતા હોઈએ છીએ તેમ લડાઈ ન હોય ત્યારે તેનો પડછાયો પણ ન દેખાવા પામે તેમ આપણે વર્તવું જોઈએ. ક્ષમાવૃત્તિ હોય તો જ આ વસ્તુ બની શકે."

"શરૂઆતના દિવસોમાં હું સરહદ ઉપર હતો ત્યારે એક કપરો પ્રસંગ બની ગયો. એક જર્મન ઘાયલ થઈને અમારી

વચ્ચે આવી પડયો. બિચારાની બહુ જ ખરાબ સ્થિતિ હતી. એ સંપૂર્ણ શુદ્ધિમાં હતો ત્યારે કહેતો હતો, " કર્નલ ! ( હું એ વખતે લશ્કરમાં કર્નલ હતો. ) વિચિત્રતા તો જુઓ ! આપણે ખાઈઓમાં ભેળા થઈ ગયા હોઈએ તો તમે તમારી માતૃભૂમિને ખાતર મને અને હું મારા પિતૃદેશને નામે તમને મારી નાખવા તત્પર બન્યા હોઈએ. છતાં અહીં તમે મને... ( કોના ? ) ભ્રાતૃદેશને ખાતર બચાવવા પ્રયત્ન કરો છો. " આવું આવું જ તે બોલતો હતો, અને જ્યારે એની અંતઘડી આવી ત્યારે એનું માથું મારી છાતી ઉપર પડયું હતું અને મારા બાહુઓમાં એનો દેહ સૂતો હતો. મને કહેતાં જરા પણ સંકોચ નથી થતો કે મેં...મેં એના કપાળ પર એક મીઠું ચુંબન પણ લીધું ! "

મોનાને અંગે ઝણઝણાટી ફેલાઈ ગઈ, ભ્રાતૃદેશ ! કોનો–તમારો નહિ, મારો નહિ, પણ આપણો ભ્રાતૃદેશ ! કહો એ દેશે ? નજીકના ભવિષ્યમાં સમસ્ત જગત જ ભ્રાતૃદેશ બની રહેશે ? અને ત્યારે ઓસ્કર અને પોતે લીવરપુલમાં વિના સંકોચે પ્રેમ અને સુખભર્યું જીવન જીવતાં હશે.

એ રાત્રે ઓસ્કર પાછો આવે છે. એનો ચહેરો ફિક્કો પડી ગયો છે અને હોઠ ધ્રૂજે છે. તેના મોંમાંથી શબ્દો નીકળી શકતા નથી, તે એક કાગળ આગળ ધરે છે, મરઝીની એન્જિનીઅરીંગ કંપનીનો એ પત્ર છે.

શ્રીમાન,

જત, તા. ૧૦મીના રોજ અમારા સદ્દગત મેનેજર સાહેબ કે જેઓ લડાઈમાં મૃત્યુ પામ્યા છે તેમને સંબોધીને લખેલો આપનો પત્ર અમે વાંચ્યો છે. આપની મૂળ જગ્યા આપને પાછી આપવા સંબંધના જવાબમાં અમારે દુઃખ સાથે આપને લખવું પડે છે કે તે જગ્યા અમોને સંતોષ આપે તેવી એક વ્યક્તિ દ્વારા પુરાઈ ગઈ છે અને જો જગ્યા ખાલી હોત તોપણ અમે આપને ફરી રાખી શકવા સમર્થ નહોતા, કારણ કે જર્મનો વિરુદ્ધ જે લાગણી અહીં ફેલાઈ છે તેના પ્રેર્યા કોઈ બ્રિટિશ-મજૂર આપના હાથ નીચે કામ કરવા રાજી ન હોત, અને તમે અંગ્રેજ પત્નીને પરણ્યા છો તે હકીકત તો તેમના ઘૃણાભાવને ઘટાડવાને બદલે વધારનારી જ નીવડે.

આપનો—

"આવું સહેજે માની શકાતું નથી!" ઑસ્કર કહે છે.

"લડાઈ!" મોના કહે છે, "આ લડાઈનો કદી અંત આવશે?"

"લાગે છે કે કદી નહિ!" દાંત કચકચાવતો ઑસ્કર ચાલ્યો જાય છે.

ભારે હૈયે મોના પથારીમાં પડે છે. "અંગ્રેજો જર્મન સાથે કામ કરવા તૈયાર ન થાય તેનો અર્થ એ કે ઈંગ્લાંડમાં

પણ તેમને માટે સ્થાન નથી. તો પછી, માતૃદેશ-માતૃદેશ, છટ, કેવળ એક નિર્દય ભ્રમણા જ છે એ!

*　　　*　　　*

બીજું અઠવાડિયું નીકળી જાય છે. કેમ્પ ખાલી કરવાનું કામ રોજના અઢીસો કેદીઓને જહાજ પર ચડાવવાના નિયમે ચાલુ છે. ચોથા અને બીજા કમ્પાઉન્ડોનો વારો ચાલે છે. ત્રીજા કમ્પાઉન્ડને છેલ્લું રાખવામાં આવ્યું છે, કારણ કે તેમાં ઓસ્કર જેવા ઘણા એન્જિનીઅરો છે કે જેઓ કેમ્પની વેચી નાખવા જેવી ઇલેક્ટ્રિક અને એવી ચીજો ઉખેડવામાં કામ લાગે તેવા છે, પણ તેમનોય વારો તો આવવાનો જ. અને પછી...પછી શું?

અઠવાડિયા પછી ઓસ્કર ફરી મળવા આવે છે. એના કપાળ પર કરચલીઓ વળી છે અને આંખો ઉજાગરે ઊંડી ગઈ છે; પણ એનો ઉત્સાહ તો નશો કર્યા જેવો છે.

"મોના, મને હવે જ બરાબર સૂઝ્યું કે આપણે શું કરવું જોઈએ–"

"શું?"

"અંગ્રેજો લાગણીહીન અને અસહિષ્ણુ હશે પણ જર્મનો તેવા નહિ હોય."

"જર્મનો ?"

"મારા ભાઈઓને તો હું ઓળખું ને ? તેઓ લડે છે રાક્ષસો અને હત્યારાઓના જેવા ઝનૂનથી. હું પોતે જ એ કબૂલ કરું છું, પણ લડાઈ ખતમ થતાં તેઓ દુશ્મનને દોસ્ત જ માને છે."

"તો, હવે તેં શું વિચાર રાખ્યો છે ?" મોના પૂછે છે પણ જવાબ તો એ જાણે જ છે.

"જો તને વાંધો ન હોય, જો તું એમ કરી શકે, તું મારી સાથે જર્મની—"

"જર્મની ?" મોનાને જાણે ચક્કર આવે છે.

"મોના તારો દેશ તને છોડવાનું કહેવું તેમાં નરી હેવાનિયત છે, બેશરમી છે; પણ તું જ નહોતી કહેતી કે તારો બેટ તને ધક્કો મારે છે ?"

મોના જોરપૂર્વક આંસુઓને પાછાં ધકેલે છે.

"ઑસ્કર ! ઑસ્કર ! અશક્ય છે એ ! દેશ છોડવો ? એ વિચાર પણ સહ્ય નથી."

એક ક્ષણ ઑસ્કર ચૂપ રહે છે, અને પછી ધ્રુજતા અવાજે કહે છે: "મોના, ઈશ્વરના સોગનપૂર્વક કહું છું કે તને લેશ પણ આંચ નહિ આવવા દઉં, સહેજ પણ મુશ્કેલી નહિ

પડવા દઉં. તારી એકે એક સગવડ અને ઇચ્છાને પોષવા માટે મિનિટે મિનિટ હું ચિંતા રાખીશ. તારે અફસોસ નહિ કરવો પડે, એક ક્ષણ પણ ક્યારેય પસ્તાવો નહિ કરવો પડે."

"પણ, કેવી રીતે આવી શકું?"

"બીજી સ્ત્રીઓ જાય છે તેવી રીતે. આટલા બધા લોકો પોતાની જર્મન-પત્નીઓને પોતાની સાથે પાછી લઈ જાય છે; હું મારી અંગ્રેજ પત્નીને કેમ ન લઈ જઈ શકું?"

"પત્ની?"

"હા પત્ની. દેવળનો પાદરી આપણાં લગ્ન કરાવી આપશે."

"પાદરી?"

"હા રાત્રે મોડેથી કે દિવસે વહેલાં મારા બે જોડીદારોને સાક્ષી તરીકે રાખીને."

"એટલે તેં શું એની સાથે વાત પણ કરી લીધી છે?"

"હા. એ કહે છે કે લુથરન દેવળમાં લુથરન પાદરીને હાથે થયેલાં લગ્નો જર્મનીમાં કાયદેસર ગણાય છે. પછી, જર્મની તને પોતાની ગણવામાં બાધ નહિ માને."

"પણ, પછી ક્યાં...ક્યાં જશું, આપણે?"

"મારી માતા છે—"

"તમારી માતા પાસે?"

"હા જ તો, બીજે વળી ક્યાં ? આહ, કેવી ભોળી છે મારી મા ! નસીબદારને જ એવી મા મળે. અહીં આવ્યા પછી પત્ર લખ્યા વિનાનું એક અઠવાડિયું પણ એણે ખાલી નથી રાખ્યું, અને આપણે એની પાસે જશું એટલે તો એ ગાંડી ગાંડી થઈ જશે."

"પણ ઑસ્કર, તને ખાત્રી છે કે–"

"કે તને એ આવકારશે કે નહિ, એમ ને ? જરૂર આવકારશે, બિચારી હવે તો જીવનને કાંઠે બેઠી છે, મારી બેન મર્યા પછી તો સાવ એકલી થઈ ગઈ છે, હવે તો આપણે લગ્ન કરી લઈએ એટલે હું લખું કે મા, ફિકર ન કર. તારી એક દીકરી ગઈ તો સેવા કરવા અને હેરાન પણ કરવા એક બીજી દીકરી લાવું છું…"

"પહેલાં જ લખ, ઑસ્કર."

"ભલે, જો કે એમ કરવાની જરૂર જ નથી છતાં જેમ તું કહે તેમ, અને ધારી લઈએ કે તને એ પોતાપૂરતી આવકારે નહિ–જો કે મને તો તેને માટે પણ કારણ દેખાતું નથી–તો પણ તે મારે ખાતર તને આવકારશે જ."

"સારું. જો તેનો જવાબ બરાબર મળે તો તું જશે ?" મોના પૂછે છે.

"હા."

" પ્રભુની કૃપા થશે તો આપણે સુખી બની શકશું. આ સુખને લાયક બનવા માટે મેં કેટલું કેટલું સહન કર્યું છે!"

ઑસ્કર જાય છે. બત્તી આડે આવતાં ઝાડોના અંધકારમાં તે દેખાતો બંધ થઈ જાય છે ત્યાંસુધી તે તેની પાછળ જોઈ રહે છે. પછી ઓરડામાં જઈને તે પોતાનું મન મનાવવા પ્રયત્ન કરે છે, પણ તેને જંપ વળતો નથી. આખરે એને એક સરસ વાત યાદ આવે છે. એના વૃદ્ધ પિતા જ્યારે પથારીમાં પડ્યા રહેતા ત્યારે પોતે એની પાસે તે વાંચી સંભળાવેલ—

"જ્યાં તું જશે ત્યાં હું પણ જઈશ. તારા માણસો તે મારા માણસો બનશે, તારો ઈશ્વર એ મારો પણ ઈશ્વર બનશે," એ પછી દિવસો પર્યંત મોના કામ કરતી હોય ત્યારે પણ ગાયા કરે છે અને રાત્રે સૂએ છે ત્યારે એકલી એકલી ઓસ્કર સાથેના ભાવી જીવનનાં સુખદ સ્વપ્નો જોયા કરે છે. એને પોતાની માનું સ્મરણ તો એટલું જ છે કે તે વર્ષો સુધી પથારીમાં પડી રહેલી, એટલે એને ઑસ્કરની માતાની સેવા પોતે કરે છે તેવાં ચિત્રો દેખાયા કરે છે. એ બિચારી વૃદ્ધ થઈ છે અને સેવા કરે તેવી એકની એક દીકરી ખોઈ બેઠી છે.

"પણ પહેર્યે લૂગડે અને ખાલી હાથે જ હું ત્યાં જઈશ?" એને વિચાર આવે છે.

આ ઉપરથી એને જ્હૉન કૉલેંટ યાદ આવે છે. 'કૉર્ટનાં બારણાં દેખાડીશ' એવી એની ધમકી યાદ આવે છે. એને થાય છે કે કેવળ મરામતમાં આટલાં પ્રાણીઓ આપી દેવાં તે તો મૂર્ખાઈ કહેવાય, કોઈક વકીલની સલાહ તુરત લેવી જોઈએ.

*    *    *

"બેન, મને લાગે છે કે એ માણસની વાત સાચી છે."

મોના જેની સલાહ લેવા ગઈ હતી તે વકીલ મોનાને કહે છે.

"તમારા પિતાએ સરકાર સાથે આવો કરાર કરવામાં જ ભૂલ કરી હતી. આમાં ખાટી જાય તેમ છે બે જ જણા, એક જમીનદાર અને બીજો નવો આવતો ખેડનાર."

"ત્યારે આપ હવે મને શી સલાહ આપો છો?"

"બધાં પ્રાણીઓ વેચી નાખો, મરામત-ખર્ચનો બરાબર અડસટ્ટો કઢાવો અને આપવાનું નીકળતું હોય તેટલુ આપી દો. પછી જે બચે તેના પર નવેસરથી જ શરૂ કરો."

"આપ જ એ બધી વ્યવસ્થા કરાવી આપશો તો આપની મહેરબાની થશે."

મોના પ્રફુલ્લ નહિ, તોપણુ નિરાંત-મને આટલી વાત કરીને ઊઠે છે.

તે ઘેર પહોંચે છે, કપડાં બદલે છે, વાડામાં ગાયોને દોહવા જાય છે. શિયાળાની સાંજની ભિનાશમાં નહાતો સૂર્ય બારણામાંથી ડોકાઇને એને જોતો હોય છે, ત્યાં જ ઑસ્કર આવે છે. એનો સફેદ પૂણી જેવો ચહેરો જોઈને મોનાને ધ્રાસ્કો પડે છે.

"કેમ શું ખબર છે?"

"ધારી લે. શું હશે?" હસવાનો પ્રયત્ન કરી તે એક કાગળ આગળ ધરે છે.

"શાનો કાગળ છે?"

"વાંચ ને!"

"મને તેઓ પોતાની પાસે રાખવામાં રાજી નથી?"

"અંગ્રેજીમાં જ લખેલ છે, વાંચી લે અને તારા લાભનું જ જણાશે."

મોના વાંચે છે.

"ઑસ્કર—

તારા પત્રમાં લખેલી બાબતોથી મને અતિશય દુઃખ થયું છે. મારો પુત્ર એક સ્રીને પરણે છે કે જે અંગ્રેજ છે, જેના

ાઈઓએ તારી ગભરુ બેનને મારી નાખી છે. મારી જિંદગીમાં, મને લાગતું નથી કે આથી મોટો બીજો આઘાત ાઈ આવવાનો હોય..."

આવી જ વાતો પત્રમાં ફરી ફરીને આવ્યા કરે છે. જો મોરકર કોઈ અંગ્રેજ સ્ત્રીને જર્મનીમાં લાવે તો એની મા મેને ઘરમાં લાવવાની ના પાડી દે, અને જો કદાચ પોતે માવવા દે તો આખા શહેરમાં એની બદનામી થાય, અને ો એનો બહિષ્કાર કરે એવું બધે વાતાવરણ છે. જર્મનો અંગ્રેજોને ધિક્કારે તે દેખીતું છે. અંગ્રેજોએ લડાઇમાં જે મમાનુષી રીતે કામ લીધું હતું અને એમની સુલેહની શરતો ેવી દયાહીન છે તે એમના પ્રત્યેની તિરસ્કારની લાગણીને ધારનારી બની છે. એ લોકોએ ખાદ્ય પદાર્થોને આવતા મટકાવીને હજારો બાળકોને ભૂખે માર્યાં છે, ખલાસીઓને હાણો સહિત ડૂબાડી દીધા છે, વિમાનીઓને વિમાનમાં જ મળગાવી દીધા છે અને હવે યુદ્ધ-દંડના ભીંસી નાખતા ોજાથી જર્મનીને ગૂંગળાવી નાખવા મથે છે, જર્મનોને ભેખારીથી પણ ખરાબ હાલતમાં લાવી મૂકવા માગે છે. કયો ાયો જર્મન આ અંગ્રેજજાતિની કોઈ પણ વ્યક્તિને પોતાના ારમાં પ્રવેશવા દેશે?

"એ અંગ્રેજ સ્ત્રીને કહી દેજે કે જો તે તને પરણશે ા તેની દશા રક્તપિત્તિયાથીયે ખરાબ બનશે. કોઈ એને મડશે પણ નહિ. એ કદી મારા ઘરનો ઉંબર ચડવા પામશે

નહિ. ઓસ્કર, બેટા, તને હું કેટલો પ્રેમ કરું છું તે હું કેમ જણાવું? રાત ને દિવસ તારી જ વાટ જોયા કરું છું. હવે તો મારી અવસ્થા આવી, જીવી જીવીને હવે કેટલું જીવવાની? તું જ એક મારે માટે તરવાનું તણખલું છે, પણ તું એક અંગ્રેજ સ્ત્રીને પરણે તે કરતાં તો તું મૃત્યુ પામે એ સમાચારને જ હું પહેલા સાંભળવા ઇચ્છીશ–તો તારા જેવા પુત્ર કરતાં હું પુત્રહીન કહેવડાવવાનું બહેતર માનીશ."

પત્રમાંથી મોના ઊંચું જુએ છે, એની સામે મોત જેવું હાસ્ય હસતો ઓસ્કર ટાંપી રહ્યો છે.

"ચાર ચાર વરસની જેલની સજા પછી આ સજા જ યોગ્ય છે, ખરું કે નહિ?" ઓસ્કર ફરી ખડખડાટ હસે છે.

"મને તો એટલો બધો વિશ્વાસ હતો કે મારે માટે મારી મા ગમે તે સહન કરવા તૈયાર બને તેવી મને ખાત્રી હતી.... પણ..." ફરીને એ પાગલ જેવું હસે છે, ખૂબ જોર જોરથી હસે છે.

"લડાઈએ શું શું કરી નાખ્યું? લડાઈ માના હૃદયને પણ ખૂંચવી લઈ શકે છે! જર્મનો–બધા જર્મનો પાગલ જ બની ગયા છે કે શું? જર્મન–બાળકોને ભૂખે મારે છે, જર્મન–ખલાસીઓને ડૂબાડી દે છે, જર્મન–વિમાનીઓને બાળી મૂકે છે! અરે, પણ તમે શું કર્યું છે તે તો યાદ કરો! પણ લડાઇ–આ લડાઈ! આ જર્મનજાતિ–નું પણ ભાન ગુમાવી બેઠી કે શું?"

ઑસ્કર ફરી હસે છે. મોનાનો જાણે શ્વાસ રૂંધાવા લાગે છે.

"એ વૃદ્ધ છે, ઝાઝું જીવવાની નથી, અને હું જગતમાં જેનો જોટો નથી તેવી એક કન્યાને પરણી, તેને મારી સાથે લઈ જાઉં એ જ એક કારણથી—"

પણ એકાએક એનું હસવું બંધ થઈ જાય છે અને તે ધ્રુસકા મૂકી રડવા લાગે છે. એનાથી બોલી શકાતું નથી. મોનાની આંખોમાંથી પણ પાણી ચાલવા લાગે છે. એનું હૃદય ગદ્‌ગદિત થઈ જાય છે. એ કહે છે:

"ઑસ્કર! બધો દોષ મારો જ છે. હું તમારા માતા-પુત્રના પ્રેમ વચ્ચે આવી છું. તું એકલો જ ઘેર જા, એ વૃદ્ધાના હૈયાને ભાંગી ન નાખ, તું તારે દેશ જા, એની પાસે જા."

ઑસ્કર ભારે થઈ ગયેલો ચહેરો ઊંચો કરે છે અને મોટે સાદે બોલે છે, "દેશ? માતા? જે દયાહીન છે, બુદ્ધિહીન છે, તે દેશ? તે માતા? મારે કોઈ દેશ નથી, મારે કોઈ માતા નથી. ઘેર જવું? કયું ઘર? કોનું ઘર? ના, જીવતાં તો કદી નહિ."

બીજી ક્ષણે વાંસો ફેરવી મોના એને પકડીને ઊભો રાખે તે પહેલાં લાંબાં ડગ ભરતો તે દૂર નીકળી જાય છે.

એકલી થઈ પડતાં રોજની પેઠે એણે કામમાં જ ચિત્ત

[illegible] હોય છે–ઢોર દોહવાં છે, ખાણુ દેવાં છે, બાકી રહેલાં ત્રણ [illegible]મ્પાઉન્ડના માણસોને દૂધ આપવું છે–કામ તો તે કરે છે, પણ તે કરી રહ્યા પછી તેને પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા માટેના વિચારો સિવાય બીજું કંઈ કામ નથી.

ઓસ્કર, મા એને આવકારવા તૈયાર નથી એટલે જર્મની પણ એમને માટે બંધ થાય છે. તે ઓસ્કરને અને ઓસ્કર પોતાને ચાહે છે, તેઓ એક પ્રજા અને એક જાતિનાં નથી, એમના દેશો પરસ્પર યુદ્ધમાં ઊતર્યા હતા, એ જ કારણે તેમને અસ્પૃશ્યની પેઠે જ્યાં ત્યાંથી હડસેલવામાં આવે છે, એમને જીવવા માટે એક પણ સ્થાન નથી.

ઓસ્કર! કેટલું કેટલું એને ભોગવવું પડે છે! મોના વિચાર કરે છે.

૧૩

# દંભી સુલેહ

ચોથા અને પાંચમા કમ્પાઉન્ડના માણસો, પોણા ભાગના સંત્રીઓ અને ઘણા અમલદારો ચાલ્યા ગયા છે. આજે એક કોઈ નવો માણસ જેલના કાટમાળના સોદા માટે આવ્યો છે.

લાકડાંનાં આ મકાનોને એક આંટો મારી આવી તે વાડા આગળ આવે છે અને એક ઓટલા પર ચડી આખો દેખાવ જુએ છે. એ જ વખતે મોના દૂધશાળાના દરવાજા આગળ આવે છે.

પેલો નવો માણસ એક અમેરિકન છે. વિનોદી અને મુક્તભાષી છે. હસીને પોતે વાત શરૂ કરવા બદલ માફી માગીને પૂછે છે:

" કૃષિ-ઘર તો વેચવાનું નથી, ખરું ? "

" હું તે વિષે જાણતી નથી, સાહેબ. જમીનદારને આપ પૂછો. "

" તમને પણ નહિ ? આ ખેતર ઉપર અત્યારે તો તમે જ છો ના ? "

" જી હા. પરંતુ હવે હું તે છોડી દેવાની છું. "

" હાં હાં, યાદ આવ્યું. તમારે વિષે તો મેં કંઈક સાંભળ્યું પણ છે, અને અહીંથી પછી તમે ક્યાં જવાનાં ? "

" હજી સુધી તો કંઇ નિર્ણય કરી શકી નથી, સાહેબ. "

અમેરિકન પુરુષ એને જાણે માપી લેતો હોય તેમ પગથી માથા સુધી નીરખ્યા કરે છે અને પછી હસીને કહે છે:

" અમારા દેશમાં આવો, બેન, અમારે ત્યાં ઘણી જાતનાં સ્ત્રી-પુરુષો છે, તમારો તેમાં ભલે વધારો થાય. "

મોના ચમકે છે. આમ મજાકમાં બોલાયું હોય તોપણ તેને એમાંથી વિચારવા જેવું મળે છે. અમેરિકા ! પ્રજાઓના મિલનનું ધામ ! જગતની તમામ પ્રજાઓ ત્યાં વસી છે. બધાએ મળીને સાથે શાંતિમાં રહેવું જ જોઈએ, નહિ તો જીવન અસહ્ય થઈ પડે.

જ્યારે રાત્રે ઓરકર આવે છે ત્યારે તે નવા અમેરિકનની

તેને વાત કહે છે અને તેની મોટી, ભારે અને ઉજાગરે ગયેલી આંખોમાં તેજ ફૂટે છે.

'કેમ નહિ? શું વાંધો છે? એ મહાન સ્વતંત્ર દેશ! આ ભયંકર ભૂતાવળ—શા યુરોપથી છટકી આરામ લેવાનું કેવું મીઠું સ્થાન!"

તોપણ એક મુશ્કેલી છે. એણે એવું સાંભળ્યું છે કે એક વખત જેલ જઇ આવનાર માણસથી અમેરિકામાં પ્રવેશ કરી શકાતો નથી. ઑસ્કર તો ચાર વર્ષથી નજરકેદ થઈ રહ્યો છે. અમેરિકા એને પોતાની ધરતી પર પગ મૂકવા દેશે? દેવળના પૂજારીને પૂછી જોયું હોત તો?

બીજે દિવસે ચહેરા પર વધુ પ્રફુલ્લિતતા લઈ ઑસ્કર પાછો આવે છે. "કંઈ વાંધો નહિ આવે, મોના, નજરકેદ અમેરિકામાં જેલ ગણાતી નથી."

"પરંતુ એક બીજી પણ મુશ્કેલી છે. અમેરિકામાં જતાં પહેલાં માણસ પાસે કાંઈક રકમ હોવી જ જોઈએ કે જેથી તે નવા દેશ ઉપર બોજારૂપ ન થઇ પડે."

"એ રકમ મોટી તો નથી પણ મારી પાસે એટલુંયે નથી. જો હું સ્વતંત્ર હોત તો અહીં રહ્યો તેટલા વખતમાં ચાર હજાર પાઉંડ કમાઈ શક્યો હોત. પણ કેમ્પની બહાર નીકળીશ ત્યારે તો મારી પાસે પચાસ જ હશે."

"એમાં મુશ્કેલી જેવું કંઈ છે જ નહિ, ઑસ્કર. થોડા જ વખતમાં આ બધું લિલામ થવાનું છે અને તેમાંથી દેણું ભર્યા પછી તો મારી પાસે આપણા બંનેને પૂરતું થઈ રહે તેટલું બચશે."

*            *            *

લિલામનો આગલો દિવસ છે, મોના પ્રાણીઓને ભેળાં કરી કરીને ઘર આગળ ઊભાં રાખે છે—ચરવા મૂકી દીધેલી ગાયો, વસૂકેલ ગાયો, ઘેટાં અને બેં બેં કરતાં લવારાં ને ગાડરાં, ટેકરી ઉપર એનો નાનો ગોધલો એણે છૂટો મૂકી દીધેલો તેને લેવા તે જાય છે. ગોધલાને આખો શિયાળો ચરવા દીધેલ. અઠવાડિયામાં બે વખત પોતે ત્યાં જઈને ખાણુ આપી આવતી. આશાનું એક કિરણ ફૂટ્યું છે; એનું ભવિષ્ય પ્રકાશમય થઈ ગયું જણાય છે. એ મનમાં મનમાં ગાય છે અને બીડમાંથી માર્ગ કરતી તે ઉપર ચડે છે.

છેક ઉપર 'ફ્લોરીન્સ ફ્રૅાલી' ના મિનારા પાસે પહોંચે ત્યાં અચાનક તે એક પ્રાણીના છિંકોટા સાંભળે છે, અને બીજી ક્ષણે ત્રણ ખૂંટિયાં બાઝતા એની નજરે પડે છે. એક તો એનો પોતાનો જ ગાડર જેવો ગભરું ગોધલો છે, અને બીજા બે મોટા અને કાળા નાથેલા ખૂંટિયા છે. જહાન કૉર્લેટના તે બેય ખૂંટિયા છે. મોના બેયને ઓળખે છે. પોતાનું ગભરું

ગોધલા ઉપર બંનેને ચાહીને છૂટા મૂકી દીધા છે તેની એને સમજ પડી જાય છે.

કમકમાં ઉપજાવે એવી લડાઈ છે. નાનો ગોધલો લોહીમાં તરબોળ થઈ ગયો છે અને નાસી છૂટવાનો લાભ શોધે છે; પણ મોટા ખૂંટિયાઓએ બંને બાજુથી એને ભીંસમાં લીધો છે એટલે એનાથી ભાગી શકાતું નથી. એ જમણી બાજુ દોડે તો તે બાજુનો ખૂંટિયો એને શિંગડાં ભરાવી ડાબી બાજુ કાઢે અને ડાબી બાજુ ભાગવા જાય તો તે બાજુનો ખૂંટિયો શિંગડાં ભરાવી જમણી બાજુ ભગાડે. આમ દોડી દોડીને તે રઘવાયા જેવો થઈ ગયો છે. પાછળ હટે તો ઢીંઢાંમાં શિંગડાં ભોંકાય અને આગળ દોડવા જાય તો પેલા એની ચાર આંખોના અંગારા એને દઝાડે.

છેવટે ગોધલો એક વાર સ્થિર ઊભો રહી જાય છે. એની ફાટેલી આંખોમાંથી તણખા ઝરવા લાગે છે. એનું મોં ઊના વરાળ જેવા શ્વાસો છોડતું ટેકરીઓ તરફ ઝૂકયું છે.

સામે જ મિનારો છે. મિનારાને ફરતા નાના કબ્રસ્તાનને નીચી વાડ છે. એ વાડની પેલી બાજુ સીધી આણીદાર ટેકરીઓ છે અને એના કરાડ પડખાની નીચે ઊંડે દરિયો ઘૂઘવે છે.

ગોધલો એ તરફ જોઈ દરિયાનાં મોજાંને ઘડીક સાંભળી રહે છે અને પછી એકાએક જોરથી એક છીંકોટો મારે છે

અને પાછલા પગો ઉલાળી સામે ઊભેલા ખૂંટિયાની ખૂંધ ઉપર શિંગડાં ભરાવી એના માથા પર પગ ટેકવી તેને ઠેકી જાય છે અને ત્યાંથી પછી કબ્રસ્તાનની વાડની પેલી બાજુ, ટેકરીઓ ઉપર, અને છેલ્લે ઊંચાં ઊછળતાં સમુદ્રનાં પાણીમાં! ખૂંટિયાઓ ધુમાડા ઉડાડતાં નસકોરાં અને ફાટેલી આંખોએ સ્તબ્ધ થઈ તે તરફ જોઈ રહે છે અને પછી જાણે કંઈ બન્યું ન હોય તેમ ચરવા લાગી જાય છે.

લડાઇ ચાલી ત્યાંસુધી મોના અચેતન ઊભી રહે છે અને તે પૂરી થતાં થથરી જાય છે. કોઈની ઓથની આશાએ આમ તેમ નજર ફેરવે છે. ઓસ્કરને પોતાની બાજુમાં જ ઊભેલો જોઇ તે ચમકે છે.

"ભયંકર!"

"ભયંકર!"

બંનેના મોંમાથી નીકળી જાય છે.

ઓસ્કર મિનારા પર ઇલેક્ટ્રિક-સંધાણ તોડવા ચડ્યો હતો. ત્યાંથી એણે આખો બનાવ જોયો હતો.

"હિચકારાપણાની, નિર્દયતાની આ પછી હદ જ કર્યાં રહે છે?" બોલતાં બોલતાં ઓસ્કરના દાંત કચકચે છે, "આટલી નીચતા—"

મોના એની સામે તાકીને જોઈ રહે છે. બન્ને મૂગાં મૂંગાં ટેકરી ઊતરી જાય છે.

લિલામનો દિવસ આવી ગયો છે. જેલ–અધિકારીએ છાવણીની હદમાં, લિલામ થવા દેવાની મંજૂરી આપી છે, આ એનું મોના પ્રત્યેના સમભાવનું છેલ્લું જ કાર્ય હતું. વળતે દિવસે તો એ ત્યાંથી જવાનો હતો. મોના એને મોટર-માં જતો જુએ છે, શહેરી પોષાકમાં એ ઓળખાતો પણ નથી, કૃષિ–ઘર આગળથી પસાર થતાં તે પોતાની હેટ ઉતારી મોનાની વિદાય લે છે; અણુ–અણુએ સાચો અંગ્રેજ !

અગિયાર વાગવા આવતાં તો ખળા આગળ ધમાલ મચી રહે છે. જેલ–અધિકારીના હુકમને વશ થઈ સંત્રીઓ મોનાને મદદ કરવા ઊભા છે. તેઓ વાડમાંથી મોટાં પ્રાણીઓને બહાર લાવે છે અને ઘેટાં અને ગાડરાંને ટોળામાં રાખે છે, બેં બેં અને ભાંભરડાંથી બધું ગાજે છે, મોના નછૂટકે બધું સાંભળે છે, એનાથી એ દૃશ્ય જોયું જતું નથી, તે ઘરમાં બારણા–આડે ઊભી રહી છે.

થોડી વાર પછી બીજા અવાજો થવા લાગે છે, વકીલની સાથે લિલામ પુકારનારો અને તેનો કારકુન આવતા દેખાય છે, એમની પાછળ ઘણા ખેડૂતો છે. જ્હોન ફૉલેંટ એ બધાની વચ્ચે મોટે મોટેથી હસતો અને વડચકાં ભરતો હોય તેમ વાતો કરતો અને લાંબા હાથ કરતો સૌની મોખરે ચાલે છે.

એનો ભાવહીન ચહેરો જોઈને મોનાને ઘૃણા ઊપજે છે. ત્રીજા કમ્પાઉન્ડની વાડની પેલી બાજુ ફિક્કા ચહેરાવાળો અને ધ્રૂજતો ઑસ્કર પણ એની નજરે પડે છે.

થોડી વારે નિરીક્ષણ થઇ રહ્યા પછી લિલામ શરૂ થાય છે. વકીલ મોટેથી શરત વાંચી સંભળાવે છે—એક પણ પ્રાણીને બાકી રાખવાનું નથી, તમામ જીવો વેચી નાખવાનાં છે. પછી લિલામ બોલનારો ઓટલા પર ઊભો થાય છે, કારકુન એની નીચે પોતાની જગ્યા લે છે, અને ખેડુતો કૂંડાળું વળીને ઊભા રહે છે.

"મહેરબાનો, આપે માલ બધો બરાબર જોઈ લીધો છે. આના જેવી તક ફરી ફરીને મળતી નથી. જ્હોન કૉલેંટ, સાહેબ મને ખબર છે કે આપ જ બધો માલ ખરીદી લેવાના, એટલે હવે કોથળીનું મોં ખોલી નાખજો. આપ મહેરબાન, શું આપનું નામ? આપ તો માલના સાચા પારખુ છો. તો હવે અહીં જ તમારી પરખ બતાવી આપજો, તમને ચેલેંજ આપું છું."

એક સરસ હૃષ્ટપુષ્ટ ગાયને એક સિપાહી વચ્ચે લાવે છે. પાંચ વર્ષની એની ઉંમર છે. મોનાને યાદ આવે છે કે બે વર્ષ પ્હેલાં પોતે ચાળીસ પાઉન્ડ એના આપ્યા હતા. લિલામ બોલાય છે—'બોલો, બોલો, બોલો, દસ પંદર હાં, જુઓ એમ અન્યાય નહિ થઈ શકે, સાઠ આપતાંય ન મળે

તેવી ગાય છે, માટે આટલામાં તો નહિ આપી શકાય. હાં કેટલા? સોળ? સત્તર, અઢાર? એક એક વધવામાં મઝા નથી, કોથળીની પણ એમાં આબરૂ ન ગણાય. વાહ, કેટલા કહ્યા? વીસ હા, વીસ-વીસ-બોલો, વીસ-વીસથી આગળ?'

પણ વીસ પાઉન્ડથી આગળ કોઈ વધતું જ નથી. ઘણો વખત થઈ ગયો એટલે એને વીસમાં જ 'તીન વાર્સ' કરી નાખવી.

"નામ?"

"જ્હૉન કૉર્લેટ."

અર્ધા કલાકથીયે લાંબા વખત સુધી એ જ ચાલ્યા કરે છે. એક પછી એક ઢોરને આગળ લાવવામાં આવે છે, અર્ધી કિંમત પણ ન બોલાય તે પહેલાં એને એક બાજુ કરી દેવામાં આવે છે અને દરેક વખતે "નામ?" એવા પ્રશ્નમાં 'જ્હૉન કૉર્લેટ જ આવી ઊભે છે.

મોનાથી રહેવાતું નથી. કાવત્રુ! લૂંટ! જ્હૉન કૉર્લેટે બધા ખેડૂતોને સાધી લીધા છે. એ બેઠી હતી ત્યાંથી ઊભી થઈ જાય છે. એને ઈચ્છા થાય છે કે બારી ખોલી નાખીને તે બૂમ મારે. પણ આગળા ઉપર હાથ નાખે ત્યાં ઑસ્કર તરફ નજર જાય છે. ઑસ્કર મોટી ડાંફો ભરતો ત્યાંથી ચાલ્યો જાય છે. મોના બેસી જાય છે.

બીજો એક કલાક નીકળી જાય છે. ફરીથી મોના બહાર

જોતી નથી પણ બહાર જે કાંઈ બોલાય છે તે તેને સંભળાય છે, શબ્દે શબ્દ સંભળાય છે.

બધો વિધિ એવો એકધારો ચાલે છે કે ખેડૂતો હસાહસ કર્યા વિના રહી શકતા નથી. લિલામી અને વકીલ બંને પરસ્પર કંઈક ગુસપુસ કરે છે. "તો જેવી આપની ઇચ્છા." લિલામી વકીલને કહે છે.

વકીલ સાદને મોટો કરીને કહે છે :

"મહેરબાનો, આ તો હવે હદ વટાવી જવાય છે. જો મેં પ્રથમથી જાહેર ન કર્યું હોત, પરંતુ હવે એટલી તો આશા રાખું છું કે આપ સાચા મેન્ક્ષ પુરુષો બનો. આપ આ શું કરી રહ્યા છો? આ શું યુદ્ધ છે? આપ વિચાર તો કરો; આપણે સૌ રૉબર્ટ કેઈનને ઓળખતા. એ તો ગયો. હવે આ એની એકની એક દીકરી છે, તેની પ્રત્યે આપણે માણસાઈ ન બતાવી શકીએ?"

બધા હસતા બંધ થઈ જાય છે, પણ ભાવ ચડાવનારા પણ ઓછા થઈ ગયા અને પરિણામમાં તો કંઈ જ ફેર ન પડ્યો. જે લિલામ સાંજ સુધી ચાલવાની વકી હતી તે બપોર થતામાં જ પડી જાય છે.

"મહેરબાનો," લિલામી બોલે છે: "આપ સૌ અહીં હાજર રહ્યા અને નિર્વિઘ્ને લિલામ પતાવવામાં મદદરૂપ થયા

તે માટે આપનો સૌનો આભાર માનું છું; બધું કામ મેં આગાહી કરેલી તે મુજબ જ આખરે થયું. આખરે જ્હૉન કોર્લેટે જ બધું ખરીદી લીધું છે."

"ઇશ્વિર એમને સુમાર્ગ બતાવશે." વકીલ કહે છે.

"લિલામ વિના જ માગી હોત તો મેં આની કિંમત વધારે આપી હોત, સાહેબ." જ્હૉન કોર્લેટ કહે છે.

"બરાબર, પણ આપને આ વાતની શરમ પણ નથી આવતી તેથી દુઃખ થાય છે."

મોના બધાના વિખેરાવાનો અવાજ સાંભળે છે.

"સીધીદોર કરી નાખવી જોઇએ. આ બેટમાં જર્મનને રાખવાની હિંમત જે કરે તેને તો ખબર પાડી દેવી જોઇએ કે—"

"અને આપણી એક પણ પાઈ જર્મનને કેમ જઈ શકે છે તે પણ જોઈ લઈએ."

ચાલ્યા જતા ખેડુતોની વાતો સાંભળી મોના સળગી જાય છે.

થોડીવાર પછી વકીલ એની પાસે આવે છે અને કહે છેઃ "મને કહેતાં દુઃખ થાય છે કે આપણા ધાર્યા પ્રમાણે માલની કિંમત ન ઊપજી. જેટલી કિંમત ઊપજી છે તેમાંથી મરામત-ખર્ચ પણ માંડ માંડ નીકળશે."

"એટલે શું મારે માટે કંઈ બચતું જ નથી ?" મોના ફફડી ઊઠે છે.

વકીલ નીચું જોઈ જાય છે. "ના." એના મોંમાંથી મુશ્કેલીથી જવાબ નીકળે છે.

માથામાં ઝટકો વાગ્યો હોય તેમ મોના નીચે બેસી જાય છે. વકીલના ચાલ્યા ગયા પછી એનું માથું ભમવા લાગે છે. એના કાન પર કૂતરાના ભસવાનો, માણસના કોલાહલનો, ઘેટાંના બેંબેંનો અને ગાયના ભાંભરવાનો અવાજ આવે છે. ઢોરને એના નવા શેઠના નોકરો હાંકી જાય છે.

પછી બધું શાંત થઈ જાય છે, પણ એ શાંતિ તો એના પર તોલદાર વજનની પેઠે પડે છે, એ એની નીચે દબાય છે. એની આંખે અંધારા આવે છે, એનું અમેરિકા પણ આ અંધારામાં દેખાતું બંધ થઈ જાય છે. એને માટે તો હવે, રહ્યું કયું સ્થળ ? પૃથ્વીના પડ ઉપર બીજું એક પણ સ્થળ હવે રહે છે કે જ્યાં એ અને ઓસ્કર જઈ શકે ?

સૂવાનો વખત થાય છે; ત્યારે ઓસ્કર આવે છે. એ હોઠ કરડે છે, એની આંખો અંગારા વરસાવે છે. મોના અસહાયપણે એની સામે જુએ છે. એનામાંથી ચેતન જ ઊડી ગયું છે.

"પરિણામ સાંભળ્યું ને ?"

"સાંભળ્યું." દાંત ભીંસીને તે કહે છે.

"માણસ જેવો માણસ આટલો નીચ બની શકે છે?"

"નીચ!" ઑસ્કર ગાંડાના જેવું હસે છે.

"યુદ્ધ! કેટલી ભયાનકતા! કેટલી બેવકૂફી! અને આ યુદ્ધને જગવનારા કહેવાય છે—દેશભક્ત! ના, એ લોકો તો બદમાશોનાય બદમાશ છે. રાજાનાય રાજા એવા વિશ્વ-અનિશ્રાતા સામે કાવત્રું ખેલનારા બદમાશો!"

"પણ લાંબો વિચાર કરતાં લાગે છે કે યુદ્ધથી ચડી જાય તેવી ખરાબ વસ્તુ એક બીજી છે—"

"કઈ?"

"સુલેહ! યુદ્ધ પછીની આ દંભી સુલેહ! લોકોએ માન્યું હશે કે યુદ્ધ પૂરું થતાં નિરાંતે ઊંઘી શકાશે, બધું ભૂલી શકાશે. કેટલી મૂર્ખતા? એનો વિચાર પણ કમકમાવી મૂકે છે. એ બુઢ્ઢાઓ જુવાનોમાં ભાવિની, ભાવિ પ્રજાના જીવનની કેવી બેશરમ રમત ઉડાવી રહ્યા છે! કિંમતી માનવધનના વિનાશને ભૂલી જઈને આજે તેઓ પૈસાની ખુવારી, જમીનનો કબજો અને જડ વસ્તુઓનાના નાશનો જ અંદાજ આંકવા બેઠા છે અને પારણાંમાં સૂતાં બાળકને ઝુલવતી મા પાસેથી એનાં લોહી અને આંસુથી ભરપાઈ કરાવવા માગે છે. પ્રજા સામે પ્રજાને ખડી કરી છે અને પ્રત્યેક સ્ત્રી-પુરુષ અને બચ્ચાના હૃદયમાં ખારવેરનું ભયાનક વિષ રેડી રહ્યા છે. જર્મન લશ્કરે

ગમે તે કર્યું, અંગ્રેજ સેનાએ ગમે તે કર્યું પણ હવે એની સાથે જર્મન માતાને કે અંગ્રેજ પત્નીને શું સંબંધ છે? ઓહ!"

મોના ઊંચું જોઈને ઊભી જ રહે, જાણે આસમાનમાંથી કોઈના બોલને પકડવા રાહ જુએ છે.

"આપણા હાથની વાત નહોતી રહી, આપણે અસહાય હતાં. એમ જ હતું ના ઑસ્કર?" મોના શેનો વિચાર કરતી હતી?

ઑસ્કર પોતાને સ્વસ્થ કરી લે છે. તે લજ્જા અને કરૂણાના મિશ્ર ભાવથી મેલા થયેલા મોનાના હાથને લઈને પોતાના હોઠ સાથે અડકાડે છે.

"મોના મને માફ કરશે?"

"આપણે એકમેકથી દૂર રહેવાને કેટલો પ્રયત્ન કરેલો? કેટલો પ્રયત્ન—?"

"પણ ઑસ્કર, ઈશ્વરે જ એની પ્રેરણા આપણા હૃદયમાં મૂકી દીધેલી, તેની સામે આપણું જોર કેટલું ચાલે?"

"અને ઑસ્કર, હવે એ ઈશ્વર જ આપણને વિસારી મૂકે છે."

અત્યારસુધી ઑસ્કર ચુપ જ રહ્યો હતો, તે આ વખતે બોલી ઊઠે છે, "ના, ઈશ્વરે આપણને લેશ પણ વિસાર્યાં નથી."

અને તે ત્યાંથી ચાલ્યો જાય છે.

## ૧૪

# સ્મરણ-સ્થંભ

ઈસ્ટરના તહેવારો પહેલાંનો શનિવાર છે.

મોના શયનગૃહની બારીમાંથી ઊડીને બહાર નજર નાખે છે. જ્યાં મધપૂડા પેઠે વાતાવરણ ગાજતું રહેતું, જ્યાં પચીસ હજાર માણસો એકમેકની હૂંફમાં રહીને કપરી જિંદગીના દિવસો કાઢતા, તે ઠેકાણે કાળી સુક્કી વેરાન ભૂમિ આંખને બાળતી પડી છે. જનમ્યા વિનાની ચાર ચાર વસંતોની અહીં ઘોર ખોદાઈ હતી. આ ઊજડ જમીનના હૃદયમાંથી એ વસંતો ફરી ક્યારે સજીવન પામશે?

માત્ર ત્રીજા કમ્પાઉન્ડમાં જ કંઈક પ્રવૃત્તિ દેખાય છે. ત્યાં પણ થોડા જ જણ હવે રહ્યા છે. ઓસ્કરને જણાવી દેવામાં

આવ્યું છે કે તેને છેલ્લી ટુકડીની સાથે જ છોડવામાં આવનાર છે, પણ એ સમય હવે દૂર નથી.

'ઘર' બધાં ખાલી છે. પ્રાણીઓના અવાજ પણ મરી ગયા છે અને આસપાસની હવામાંથી રસ પણ સુકાઈ ગયો છે. આ કૃત્રિમ શાંતિ ચિત્તમાં ગભરામણ ઉત્પન્ન કરાવે છે. ત્રણ ત્રણ જણાનું ખેતરનું સખત કામ જે મોના એકલે હાથે રમત રમતમાં જ ઉડાડી મેલતી તે મોનાથી હવે પોતાને એકને માટે રાંધવાનુ કામ પણ બની શકતું નથી. ડગલે ને પગલે એને થાક જ ચડતો હોય છે.

વસંતે પોતાના આગમનના ખબર મોકલી આપ્યા છે. ઘરના મોઢા આગળ એણે થોડી જમીનમાં ફૂલના બે ચાર છોડ નાખી દીધા હતા તેના પર ફૂલો હસું હસું થઈ રહ્યાં છે, પિતાના મૃત્યુ–સમયનું એને સ્મરણ થાય છે, પિતાની કબર પર એણે તે દિવસે આ ફૂલ ચડાવ્યાં હતાં એવી જ ઇચ્છાથી તે આજે થોડાં ફૂલ ચૂંટે છે.

વાડ આગળ એ ચાલતી આવે છે, પણ તેની પેલી બાજુ આજે કોઈ ડોકાતું નથી. દરવાજા આગળ સિપાહીઓનાં ઘરોની ચાલ ઉજ્જડ થઈ ગઈ છે. રસ્તા પર જનર નાખે છે, કર્ક પેટ્રીકના વળાંક સુધીમાં રસ્તા પર એક પણ જીવતું માણસ દેખાતું નથી.

એક આરસની તક્તી પાસે એ આવે છે. એના પર કોત-

રેલું છે ' રોબર્ટ કેઈન-નોકાલોના વતની.' એની બાજુમાં બીજી તકતીઓ ઊભી છે, એ બધી પર જર્મન નામો લખેલાં છે. નજરકેદનાં ચાર વર્ષો દરમિયાન મૃત્યુ પામેલ જર્મન કેદીઓ ત્યાં સૂતાં છે. મૃત્યુની શાંતિમાં વૃદ્ધ પિતાએ જર્મનો પ્રત્યેની પોતાની દ્વેષની લાગણીને ઓગાળી નાખી હોય તેવું આર્દ્ર વાતાવરણ દેખાય છે.

થોડા જ વાર છેટે ઘાસ ઊગી ગયેલી એક ઊંચી પેઢલી ઉપર કૃત્રિમ ફૂલોની કાચની એક ફૂલદાની છે. ઉધરસથી મૃત્યુ પામેલા લુડવીગની કબર પર એણે જ એ રાખેલ હતી. બરફ અને ઠંડીને કારણે કાચમાં તરડો પડી ગઈ છે અને સફેદ ફૂલોની શોભા ઊડી ગઈ છે. વૃદ્ધ પિતા ! જર્મની પ્રત્યેની ઘૃણા હૃદયમાં ભરીને મૃત્યુ પામ્યા, પરંતુ એમને શી ખબર કે થોડા સમય પછી ભૂમિમાતાના હૈયામાં પોઢીને એક જર્મન છોકરા સાથે તે પોતાની મિટ્ટીને એક બનાવી દેશે ?'

"આ યુદ્ધ-પ્રભુ ! આટલી નાદાની, આટલી ઘૃણા કયા હેતુ માટે ?"

મોના કબ્રસ્તાનમાંથી પાછી ફરે છે ત્યારે કોઈ કડિયાના ટાંકણાનો અવાજ તેને સંભળાય છે. જરા આગળ ચાલતાં તે એક કડિયાને જુએ છે. તેની બાજુમાં એક મોટો કાગળ પડ્યો છે અને સામે એક આરસની મોટી તકતી પડી છે. તેના પર

તે કાગળમાં જોઈ જોઈને કાંઈક કોતરે છે. મોના એની પાસે જાય છે.

"શું કરો છો, કાકા?"

"આ જોને બેન, આપણા જુવાનોએ લડાઈમાં બિચારા પ્રાણ ગુમાવી દીધા. આપણા બેટમાંથી જેઓએ લડાઈમાં પ્રાણ દીધા તેમનાં નામ કોતરું છું." કડિયાએ ટાંકણાને જરા શોભાવ્યું અને જવાબ આપ્યો. મોના એની બાજુમાં નીચે બેસી જઈને સહજ ભાવે નામો વાંચવા લાગી.

"આપણું પીલનું પેલું મોટું દેવળ નથી? હા, એના દરવાજા બહાર આ તકતીને સ્મરણસ્તંભ લેખે મૂકવાની છે." કડિયો વાત કરવા લાગ્યો.

"અને ઈસ્ટરના સોમવારે, હા, પરમ દહાડે જ એની ઉદ્ઘાટનક્રિયા થવાની, સવારે નવ વાગ્યે જ. તે જ વખતે અહીંથી લડાઈમાં ગયેલા આપણા જુવાનોની પહેલી સ્ટીમર ડગલાસના બારામાં આવવાની છે ના? રવિવારે લીવરપુલથી ઊપડે તો સોમવારે સવારે બરાબર અહીં પહોંચી જાય અને આની ઉદ્ઘાટનક્રિયા કોને હાથે થવાની છે તે ખબર છે? બેટના લોર્ડ બિશપને હાથે! મોટા મોટા માણસો ત્યારે હાજર રહેવાના. ગવર્નર, કમિશ્નરો, પાદરીઓ, ઉપદેશકો, શેઠિયાઓ અને બધાય આવવાના જોવા માટે. પુરુષો સાથે સ્ત્રીઓ અને બાળકોય આવવાનાં."

મોનાનું ધ્યાન નામાવલિ વાંચવામાં જ હતું; છતાં વાતો તો એ સાંભળતી જ હતી.

"જોવા જેવો દેખાવ થવાનો, તું પણ આવવાની કે?" કડિયાએ પ્રશ્ન કર્યો.

"હું?" મોના જરા વાર વિચારમાં પડી જાય છે અને પછી જવાબ આપે છે: "ના."

"ના!" કડિયો તો સાંભળી જ રહે છે.

"હા, પણ કાકા," મોના કહે છે, "આમાં રૉબીનું નામ કેમ દેખાતું નથી!"

કડિયો ટાંકણું ફરી તકતીને અડાડવા જતો હતો તે આ પ્રશ્નથી ઊંચું જુએ છે.

"રૉબી? રૉબી ક્રેઈન? સાચું કહી દઉં? આ કાગળમાં એનું નામ જ નથી મૂક્યું."

"કેમ? એ પણ લડાઈમાં ઈંગ્લાંડને ખાતર મર્યો છે. એને તો વિક્ટોરિયા ક્રૉસ પણ મળ્યો છે."

"મળ્યો હશે."

"મળ્યો હશે એટલે? તમે એ જાણો જ છો. તો પછી આમાં એનું નામ ન મૂકવાનું કાંઈ કારણ?"

કડિયો પોતાના કામ તરફ ધ્યાનને પરોવે છે, ટાંકણું પથ્થર પર ટક ટક થવા લાગે છે અને તે ઉદાસીનપણે જવાબ આપે છે :

"એણે બિચારાએ તો દેશને માટે ઘણું કર્યું પણ કોઈક બીજાએ એના કર્યા પર પાણી ફેરવી દીધું."

મોનાના વાંસા પર જાણે ચાબૂક પડ્યો. એ ત્યાંથી ભાગે છે. રસ્તાના વળાંક પર વળે છે ત્યાંસુધી એને કડિયાનું ટાંકણું સંભળાય છે પણ જાણે પ્રલયકાળનું તોફાન ગાજતું હોય તેવું તેને લાગે છે. એનાં સ્વજનને જીવતું રાખનાર એક સ્મરણ પણ આ લોકો ભૂંસી નાખવા માગે છે? એવું તે પોતે શું કર્યું છે? પણ ભયંકર ગુસ્સાના આવેશની બીજી જ ક્ષણે એના પર આગલી નિર્બળતા સવાર થઈ આવે અને તે ધ્રુસકાં મૂકે છે.

"સારા માણસો પણ આવા નિર્દય કેમ થઈ શકતા હશે તેની સમજ નથી પડતી."

*   *   *

સાંજ સુધી એનું મન વ્યગ્ર રહે છે. પણ અચાનક એને થઈ આવે છે. ઑસ્કરને મન આનું કારણ યુદ્ધ હશે, યુદ્ધ પછીની સુલેહ હશે—એ કારણે લોકોનાં મન ઝેર બન્યાં હોય કે ગમે તે કારણે, પણ ઈશ્વરે એનામાં ઑસ્કરને અને ઑસ્કરમાં

એને ચાહવાની વૃત્તિ પ્રેરી હોય તો હવે એમની સંભાળ લેવાનું પણ તે ઇશ્વરને માથે છે. જરૂર, ઇશ્વર જ એમને ઉગારશે, ઇશ્વર જ લોકોના હૃદયમાં સહાનુભૂતિ પ્રેરશે, એ જ એમની આંખો ખોલશે–ત્યારે બિશપ, પાદરી, શહેરનો કમિશ્નર અને બધાં પોતાના કામનો પશ્ચાત્તાપ કરશે.

"હું નિષ્પાપ છું. બીજાઓ પણ નિષ્પાપ કેમ નહિ બને? નિર્દોષને દોષિત માનવાનું પાપ તેઓ કેમ કરી શકશે?"

પ્રાણીઓ તો બધાં અપાઈ ગયાં હતાં એટલે ઘરની જરૂરી વસ્તુઓ ખરીદવા એણે હવે શહેરમાં જવાનું હતું. દુકાનદારો એની તરફ જરા પણ વિવેક બતાવતા નથી. પણ તેને તો અવગણના કે અવહેલનાની અસર નથી થતી. બધું ખરીદીને પાછા ઘેર આવતાં તેને મોડું થાય છે. એ વખતે નોકાલોનો ટૂંકો રસ્તો લેવા તે એક સાંકડી શેરીમાં થઈને નીકળે છે. શેરીને નાકે જ એક પીઠું છે.

આજે એ શેરીમાં કંઈક ધમાલ મચી રહી છે, ઉઘાડા બારણાવાળા એક ઘરની સામે સ્ત્રીઓ અને બાળકોનું એક ટોળું ઘરમાં ચાલતો ઝઘડો સાંભળવા ભેળું થયું છે. એક પુરુષ મોટે સાદે બરાડે છે. એક નાની છોકરી ચીસો મારે છે, એક જુવાન સ્ત્રી પેલા પુરુષને તાડુકીને જવાબ આપે છે અને એક ડોસી તે બંનેને કાલાવાલા કરતી શાંત પાડે છે.

"લડાઈમાંથી મેં ખર્ચી માટે પૈસા મોકલ્યા તે તારા આ જર્મન...ને ખવડાવવા?"

"હેરી, એમાં મારો વાંક નથી, મેં બીજું કામ શોધવા પ્રયત્ન કર્યો પણ કોઈને મારો ખપ પડ્યો જ નહિ."

"મને પણ તારો ખપ નથી. ચાલ, નીકળી જા મારા ઘરની બહાર."

"હું કહું છું કે મને સતાવવી રહેવા દે. મારી છોકરીને હાથ અડાડ્યો છે તો યાદ રાખજે—"

"યાદ રાખજે, એમ! જોઉં છું કે ઘરની બહાર કેમ નથી નીકળતી. ચાલ ઉઠાવી જા તારી છોકરીને?"

"હેરી! લિઝા! હેરી, હેરી! શું કરો છો મારાં પેટ? અરે હેરી ગમે તોય તારી એ બેન છે; લિઝા, તારા ભાઈની જ સામે આમ બોલશે?" ડોસી આડા હાથ દે છે અને રડે છે.

ટોળામાંની એક બાઈને મોના પૂછે છે: "શું છે આ બધું?"

"અરે આ પેલી લિઝા ફિન્નીસ! તમે નથી જાણતાં? ભાઈ લડાઈમાં ગયો અને પાછળથી બેન બા એક જર્મન કેદીની દોસ્તી બાંધી બેઠા એમાંથી આ છોકરી જન્મી. ભાઈ લડાઈમાંથી પાછો આવ્યો છે, એનાથી તો આ કેમ જ સહન

થાય ? એટલે કાઢી મૂકે છે એને ઘરમાંથી. હા, એમાં કાંઈ નવાઈ છે ?"

પીઠામાંથી લથડતા કેટલાક માણસ બહાર નીકળી ત્યાં આવે છે અને તમાસો જોવા ઊભા રહે છે. એ જ વખતે લડાઈમાંથી પાછો ફરેલો તે સિપાહીભાઈ પોતાની બેનને ઢસરડીને ઘરની બહાર ખેંચી આણે છે. સ્ત્રીની છાતીએ એક નાની છોકરી વળગેલી છે. એના વાળ વિંખાઈ ગયા છે ને પીઠ પાછળ પથરાયા છે. સિપાહીનું માથું ખુલ્લું છે.

"હડ, કુલટા ! નીકળ બહાર તારા જર્મન પાપને લઈને !"

સ્ત્રીને રસ્તા પર પછાડી પેલો ઘરમાં ઘૂસી જઈ ભડાભડ બારણાં બંધ કરે છે.

સ્ત્રી દોડીને બારણાં સાથે અથડાય છે. "ખોલ, આવવા દે મને, અંદર આવવા દે મને !" એક હાથે નાની બાળકીને પકડી રાખી બીજા હાથે તે બારણા ભભડાવે છે.

અચાનક બારણું ઊઘડે છે, એનો ભાઈ ઉંબરમાં આડો ઊભો છે.

"જો સાંભળી લે, સોમવારે સવારે બધા આવશે અને મારી સામે જોઇ જોઈને હસશે તે મારાથી સહન નહિ થાય. એટલે તું જો અહીંથી નહિ ખસે તો બે મિનિટમાં જ તને—"

"રાક્ષસ, નિર્દય, જંગલી, તું લડાઈમાં મરી કેમ ન ગયો? તું જીવતો ઘેર શા માટે આવ્યો?" લિઝા મોટેથી બોલે છે.

આ સાંભળતાં તેનો ભાઈ ઊછળે છે. એની મુઠ્ઠી સખત બને છે પણ તે ઊંચી થઈ નીચે આવે તે પહેલાં લોકોના ટોળાને હડાવી મોના આગળ ધસી આવે છે અને ખરીદેલા માલનો કોથળો જોરથી એના મોં પર જ લગાવે છે. પેલો ભફ અવાજે નીચે પછડાઈ પડે છે.

સિપાહી જ્યારે ઊંધમૂંધ નીચે પડ્યો હાંફી રહ્યો છે ત્યારે મોના ભેળા થયેલા દારૂડિયાઓ તરફ વળે છે અને હાથ ઊંચા કરી બોલે છે.

"અને તમે–તમે બધા, તમારામાંથી માણસાઈ જ પરવારી ગઈ છેક? બધા શિકારી કુત્તાઓ જ બની ગયા? તમને જન્મ આપનારી પણ એક સ્ત્રી હતી, આ સ્ત્રી પ્રત્યેના તમારા વર્તનથી તે બિચારી શરમથી મરી જતી હશે."

સિપાહીને કળ એવી ચડી ગઈ છે કે તે બેઠો થઈ શકતો નથી છતાં તે પડ્યો પડ્યો હી હી હસે છે, એના મોંમાંથી લોહી વહ્યું જાય છે પણ બોલ્યા વિના એનાથી રહેવાતું નથી.

"જોઈ લો આ એની બેન! એનાં ચરિતર તમે તો સૌએ સાંભળ્યાં હશે જ. મેં પણ આવીને સાંભળ્યાં. અરે બાઈ, લડાઈ શરૂ થઈ ત્યારે તું ક્યાં હતી અને આજે ક્યાં છે તે તો યાદ

કર ! તારાં કામમાં સંભાળ ને પછી અમને શિખામણ દેવા આવ. હા, હા.”

એની સાથે ભેગા થયેલા લોકો પણ હસે છે. સ્રીઓ નીચું જોઈને ચાલતી થાય છે. મોના છોભીલી પડી જાય છે. સિપાહીને એણે જેવો ઘા માર્યો હતો તેથી વિશેષ આકરો ઘા એણે સામો વાળ્યો. પથ્થર બની ગઈ હોય તેમ ઘડીક તે ઊભી રહે છે અને પછી કોથળો ઉપાડીને પાછળ જોયા વિના દોડવા જ માંડે છે.

એને વિષે લોકો કેવી કેવી વાતો કરે છે! એના હૃદયની ખેંચતાણ અને એના આત્માના ધમપછાડાનો લોકોને મન આટલો જ અર્થ છે? પ્રભુ-પ્રભુ ! ઓહ !

હમણાં હમણાં એને ભાગ્યે જ ઊંઘ આવે છે. આજે તો એણે એક મટકું પણ નથી માર્યું. સવારની ગુલાબીમાં એને લાગે છે કે પોતાનો ઓરડામાં રૉબી પ્રવેશ કરે છે. રૉબીની એણે જેવી મનમાં કલ્પના કરેલી તેવા જ અમલદારી ઠાઠમાં તે આવી ઊભે છે, મોનાને બરાબર યાદ છે કે રૉબી મૃત્યુ પામ્યો છે છતાં આ દૃશ્યને તે ખોટું ઠરાવી શકતી નથી.

“મોના, ત્રણ વર્ષ પહેલાં જો મને કોઈએ આ વાત કહી હોત તો તેને હું જાનથી મારી નાખત. ઈશ્વરના સોગન ખાઈને કહું છું કે એને હું જીવતો છોડત નહિ.”

મોનાને સ્પષ્ટ શબ્દો સંભળાય છે. તે બોલવા પ્રયત્ન કરે છે પણ મોમાંથી શબ્દ નીકળતો જ નથી.

"રોબ્.........."

"આહ, તારે માટે હું કેટલું ગૌરવ લેતો! જ્યારે મેં સાંભળ્યું કે મને મારી બહાદુરી માટે વિક્ટોરિયા ક્રોસ મળ્યો છે ત્યારે હસીને મેં કહ્યું હતું: "મારી બેન જો લડાઈમાં આવી હોત તો એણે મારી પહેલાં એ મેળવ્યો હોત." જર્મનોને તું જેટલી તિરસ્કારતી તેટલો તિરસ્કાર તો કોઈ નહોતુ બતાવતું. આપણા પિતા તને એ માટે લાગણી-હીન કહેતા. એ તું, એ જ તું......મોના આજે એક જર્મનને......"

"રોબ્...રૉબ્...બ્...બી, રોબી!"

"બીજા કયા હેતુ ખાતર તેં આ કર્યું હોય? સૌ સમજે છે, આપણા બાપુ પણ સમજી ગયેલા અને એ જ આઘાતે એમનો પ્રાણ લીધો."

ફરીથી મોના ચીસ પાડવા જાય છે પણ એના હોઠ જ ખૂલતા નથી.

"ધરતી માર્ગ દે તો ધરતીમાં સમાઈ જા. દરિયો નથી

મળતો કે ડૂબી મરતી નથી? આ જો, મારી છાતીમાં તેં કેવો કારમો ઘા કર્યો છે, અને હવે..."

"રોબી-રોબી...!"

તંદ્રામાંથી તે બેઠી થાય છે. સૂર્ય ઊગી ગયો છે અને એની અસ્તવ્યસ્ત પથારીમાં તેનો તડકો રેલાઈ ગયો છે.

સ્વપ્ન જ, પણ સ્વપ્ન આટલું બધું સ્પષ્ટ? ચારે તરફથી એના પ્રેમને વિકરાળતા ઘેરી વળી છે. અહીં જ બધી વાતનો અંત આવી જાય છે, જગત અને જીવન એને માટે હવે રહ્યાં નથી. એણે જે કર્યું છે તે પાપ નથી છતાં એ પાપને નામે જ ઓળખાય છે, એ ઓછી સજા છે? આ કરતાં મૃત્યુની સજા ઓછી નથી જ થતી. હજાર દરજ્જે મૃત્યુ આ કરતાં સારું છે!

મૃત્યુનો માર્ગ તો સહેલો જ છે. અને પરિણામો પણ તદ્દન હળવાં છે. કોઈને એનું દુઃખ થવાનું નથી, સિવાય કે ઓસ્કરને! પણ પોતાના જવાથી તો એનો માર્ગ સરળ થાય છે. ખાસ કંઈ વ્યથા વિના તે પોતાને ઘેર જઈ શકશે. બેમાંથી કોઈ પણ એક એકલાં તો આનંદે જીવી શકે. એમને સાથે રહેવા દેવાનો જ પ્રતિબંધ છે. અને તો, જો બેમાંથી એક જ જીવતું હોય, ઓસ્કર જ જીવે તે બરાબર છે, તો તેને માટે ઘણું સારું છે.

ઑસ્કરને દુઃખ થશે એ વિચાર તેને કાંટાની માફક ભોંકાય છે. ઑસ્કરને દુઃખ થશે પણ તે તો જલદી ભુલાઈ જશે અને એક વખત દુઃખની લાગણી હળવી થતાં એને સુખની વાંછના જાગશે. હજી તો જુવાન છે, આટલો થનગનાટભર્યો છે, તો કોને ખબર કદાચ, કોઈક દિવસ...

ના, ના. એટલી હદ સુધી તો એનાથી વિચારી જ શકાતું નથી.

## ૧૫

# આખરી મિલન

ઈસ્ટર-ઈશ્વરની મધુરમાં મધુર સ્મૃતિ! વર્ષનો શ્રેષ્ઠ ગુલાબી દિવસ!

મોના પ્રયાણ પહેલાંની છેલ્લી મોજ અનુભવી લેવા ઘરને શણગારે છે. બધું કામ પતી ગયા પછી એને યાદ આવે છે કે પોતે હજી નાસ્તો પણ લીધો નથી, પણ હવે એની જરૂર પણ શી છે? અને છતાં તરસ કેટલી બધી લાગે છે? ચાની તપેલી તે તૈયાર કરે છે અને ખૂબ કડક બનાવીને બે કપ ગટગટાવી જાય છે.

દેવળનો ઘંટ વાગવા લાગે છે, છેલ્લી એક વાર દેવળમાં જઈ આવવાનો તે વિચાર કરે છે, શા માટે ન જવું? સારા દેખાતા લોકો પસંદ નહિ કરે એમ ને? શી પરવા છે!

તે બહાર નીકળે છે.

પવનની લહેરો આવે છે, સાથે ફૂલોની અને વનસ્પતિની સુગંધી વહી આવે છે, સમુદ્રની ખારાશની એમાં સુગંધ ભળી છે, નાનાં નાનાં પક્ષીઓ આનંદથી કિલ્લોલે છે.

દેવળમાં તે પહોંચે છે ત્યારે ઘંટ બંધ પડી ગયો હોય છે. પોતે મોડી પહોંચી છે. રસ્તા પર કોઈ દેખાતું નથી કપડાં પહેરતાં જ એને વાર લાગી ગઈ હતી, ઊભા રહેતાં એને ઘણો શ્રમ પડતો હતો અને વારે વારે બેસી જવું પડતું હતું તેથી મોડું થઈ ગયું.

દેવળ આગળ તે આવી ત્યારે પૂજા શરૂ થઈ ગઈ હતી. અર્ધા ખુલ્લા અંદરના દરવાજા-સોંસરું તે જોઈ શકે છે. લોકો ઘૂંટણિયે થઈ ગયા છે અને પાદરી 'પાપનો એકરાર' વાંચી રહેલ છે. લોકો તેની પાછળ પાછળ તે ઝીલે છે. હમણાં અંદર જઈ શકાય તેમ નથી; તે બહાર સ્ટૂલ આગળ ઊભી રહે છે. રવિવાર-શાળાનાં બાળકો માંચડાની જમણી તરફ ઘૂંટણિયે પડીને માથું ડોલાવી રહ્યાં છે. ઈસ્ટરનાં નવાં કપડાં પહેરવા મળવાથી તેમનાં મોં મરક મરક થાય છે. પોતાને પણ નાનપણમાં એમ થતું. હૃદયભેદક દૃશ્ય છે. જ્યારે મૃત્યુદ્વાર ખખડાવે છે ત્યારે તેને જીવન વહાલું લાગવા માંડ્યું છે.

જ્યારે બધા બોલતા બંધ થઈ જાય છે ત્યારે તે અંદર

પ્રવેશવા જાય છે કેટલાક પાછળ વળીને એને જોઈ રહે છે. એને લાગે છે કે પોતાને અસ્પૃશ્યની માફક બહાર ઊભી રાખવામાં આવી છે. આવો વિચાર આવતાં તે જ્યાં ત્યાં ઊભી રહી જાય છે.

પૂજા આગળ ચાલે છે—ભજનો, વાચન અને કીર્તન—પ્રસંગ અનુસાર જ બધું થાય છે. અને પછી છેલ્લા ઉપદેશ પહેલાંનું ભજન છેવટે આવે છે.

"Jesu, lover of my soul,
Let me to thy bosom fly..."

મોનાએ અનેકવાર એ ગાયું હતું અને છતાં એને લાગે છે કે એનો અર્થ આજ સુધી એ સમજી જ નહોતી.

"While the gathering waters roll,
While the tempest still is high,"

મોના તલ્લીન બની જાય છે. એને ખબર સુદ્ધાં પડતી નથી કે પોતાની આંખોમાંથી પાણી ચાલ્યાં જાય છે. ઉપદેશ શરૂ થાય છે. પાદરીનો અવાજ એના કાન પર અથડાય છે. પક્ષીઓના કલરવમાં, હવાના સુસૂકારમાં અને ખેતરમાંનાં ઘેટાંનાં બેંબેંમાં એ મળી જાય છે.

જિસસના અંતિમ દિવસો છે—એનું મૃત્યુ અને પુનર્જીવન, એના શત્રુઓનો રોષ અને મિત્રોનો લોપ; કરુણ કથા છે છતાં કેટલી ભવ્ય છે!

"મૃત્યુને એ પાછું ઠેલી શકયો હોત પણ એણે જીવનનો લોભ ન રાખ્યો. સ્વેચ્છાએ જ એણે મૃત્યુને નોતર્યું. શા માટે એણે આમ કર્યું ? કારણ કે એને આસ્થા હતી કે પોતાના નાશમાં જગતની રક્ષા છે. જિસસે મૃત્યુ પામીને બતાવ્યું કે આત્માના કલ્યાણની આગળ તમામ ચીજો તુચ્છ છે. ધન તુચ્છ છે, કીર્તિ તુચ્છ છે, ગરીબાઈ કે અપમાન એના માર્ગને આંતરતાં નથી. જિસસને અપમાન મળ્યાં, તુચ્છકાર મળ્યો, મિત્રો રહ્યા નહિ, ઘર રહ્યું નહિ, માનવપરિવારથી એને દૂર હડસેલી મૂકવામાં આવ્યો. એને કશા માટે લેશ પણ ઉદ્વેગ ન થયો. એના હૃદયમાં પ્રેમ એ જ એક મોટો ખજાનો હતો. જગતને પ્રેમ કરવા માટે એને મૃત્યુ મળ્યું !

"અને એથી જગત આજે એની આગળ માથું ઝુકાવે છે. આજ બે હજાર વર્ષથી એના મહિમાની યાત્રા શરૂ થઈ છે અને તે જગતના અંત સુધી ચાલુ રહેશે, 'Let me to thy bosom fly.' એ ઈસુનાં વચનોમાં આપણને આરામ મળશે."

પાદરીનું બોલવું બંધ પડે અને તે આશીર્વચનો શરૂ કરે તે પહેલાં મોના ઘર તરફ ભાગી છૂટે છે. એની આંખોમાં આંસુનું એક બિંદુ પણ નથી. એનું હૃદય આનંદથી પ્રફુલ્લ છે.

આજ સુધી તે એવું જ વિચારતી હતી કે પોતે એવું કર્યું છે કે જેની ઈશ્વર પાસે ક્ષમા માગવી પડે; પણ હવે એના

મનમાં નવું જ ઊગે છે. ઈસુએ પ્રેમને ખાતર પોતાનું બલિદાન આપ્યું, પોતે પણ પ્રેમને માટે જ બધું સહન કરે છે; બલિદાન પણ આપવા જાય છે. ઈસુએ મૃત્યુ પામીને જગતને જીવન આપ્યું, પોતાને વિષે પણ એમ જ નથી?

વિચારોના વમળમાં એને લાગે છે કે ઈસુના અને પોતાના કાર્યમાં જરા પણ ભેદ નથી. પોતે જે કરવાની ઈચ્છા રાખે છે તે પાપ નથી પણ પુણ્ય છે, એની પાછળ બલિદાનની ભાવના છે. યુદ્ધના પરિણામરૂપ ઘૃણાથી જગત પીડાય છે તેને પોતે આવા વિશુદ્ધ પ્રેમથી બચાવવા જાય છે. પોતે જગતમાં તદ્દન સામાન્ય વ્યક્તિ છે, કોઈને એના કામ વિષે જાણ પણ નહિ થાય, પણ ઈશ્વર તો તે જાણવાનો જ છે.

પણ ઓસ્કર? એણે ઓસ્કરને કંઈ કહેવાનો વિચાર નહોતો રાખ્યો. એ એને એટલો પ્રેમ કરતો હતો કે તે એને એમ ન કરવાનું સમજાવે. એનો વિચાર એવો હતો કે તક જોઈને સરકી જવું. પણ આ નવા વિચાર પછી એને થયું, ઓસ્કર પણ શા માટે આ ન જાણે?

કલાકો પસાર થઈ જાય છે. એને ખાત્રી જ છે કે આજે ઓસ્કર આવવાનો જ. બેઠી બેઠી એ કેટલાય પ્યાલા ચા ચડાવી જાય છે. એ તો તે ભૂલી જ ગઈ છે કે પોતે કાલનું કાંઈ ખાધું નથી. આખરે ઓસ્કર આવે છે. હમેશની માફક જ આજે રાત ઠીક ઠીક વીતી ગયા પછી તે આવે છે. આવેગથી અને ઉપવાસથી તે એટલી તો નિર્બળ થઈ ગઈ છે કે બારણું

ઉઘાડવા પણ ઊઠી શકતી નથી.

"અંદર આવું?"

"હાં, હાં."

ઘરમાં તે આવે છે. કેટલા દિવસો પછી તે અંદર આવે છે! વૃદ્ધને બીજો ઊથલો આવેલો ત્યારે તે આવેલો. આવીને તે સગડીની પાસે તેની બાજુમાં જ બેસી જાય છે. એનો ચહેરો બિલકુલ સફેદ થઈ ગયો છે. એના હોઠ કરમાઈ ગયા છે. એનો અવાજ ઘોઘરો થઈ ગયો છે.

"શું કરવું, ઑસ્કર?"

"કંઈજ નહિ. ભય રાખવા જેવું નથી. હું તને કંઈક કહેવા આવ્યો છું."

"શું?"

"કાલે મારે છૂટવાનું છે. મને હુકમ મળી ગયો."

"સવારે જ?"

"હા. છેલ્લી ટુકડી સાથે. રહ્યા સહ્યા સંત્રીઓ અને અમલદારો પણ જાય છે. કાલે તો છાવણી તદ્દન નિર્જન બની જવાની."

મોનાનું હૃદય જોશભેર ધબકારા લેવા માંડે છે. તેને ધીરું પાડવા તે આડા અવળા પ્રશ્નો કરે છે.

"લોકો કંઈ બોલે છે?"

ઓસ્કર મર્મવેધક હાસ્ય કરે છે અને સહજ રીતે તે બોલે છે: "લોકો ? એ લોકો તો જાણે છે અને બોલે છે કે આપણે પાછાં અહીં જ આવવાનાં. આજે તો આપણને ભૂખે મારી નાખવા જર્મનીમાં ધકેલવામાં આવે છે; પણ હૃદયમાં ઘૃણાની હજારગણી આગ ભરી આપણે અહીં જ પાછા આવશું."

"એનો અર્થ કે ફરી એક દિવસ આજના કરતાંયે ભયંકર લડાઈ થવાની ?"

"અર્થ તો એ જ થાય, આજે જીતેલી પ્રજા હારેલી પ્રજાને જે નિર્દયતાથી પછાડવામાં આનંદ માને છે તેનું બીજું કયું પરિણામ આવવાનું ? પણ જો કદીયે એવું થવાનું હોય તો પ્રભુ તેમ થતું અટકાવે, આ દુઃખી જગત અને જગતનાં દુઃખી જીવોને માટે આટલું દુઃખ ઘણું થઈ ગયું છે, હવે તો એને એમાંથી બચાવી લે અને સુખી કરે."

મોનાને લાગે છે કે પોતે બધું વધુ સારી રીતે સમજે છે પણ તે બોલી શકતી નથી. ઓસ્કર વાત કરવાનો યોગ મળતો જાણી બોલ્યે રાખે છે:

"યુદ્ધને અંતે જગતને તો એક સુંદર તક મળેલી. જો એનો સારો ઉપયોગ થયો હોત તો ફરી બીજું યુદ્ધ કોઈ કાળે થવાનો સંભવ ન રહેત. પણ પ્રજાઓના પેલા પિતાએ –રાજદ્વારી પુરુષોએ–'સુલેહ' અને 'સમિતિ'ઓનાં ઝાળાંમાં શાંતિને એવી ગૂંગળાવી નાખી કે એ સ્થિતિ કરતાં તો ચાલુ

યુદ્ધ સારું હતું, અને જોઈ લો આપણાં મંદિરોને પણ. જે મંદિરોએ એક વખત આપણને શીખવ્યું હતું કે સૈનિકની તલવાર નીચે કલ્યાણ નથી, શાંતિ નથી, પણ આજ એ જ મંદિરો કલ્યાણ અને શાંતિના વિઘાતક સૈનિકો સિવાય બીજાને પોતાની અંદર પ્રવેશવા પણ દેતાં નથી. કેટલી દાંભિકતા! કેટલું અસત્યાચરણ! આધ્યાત્મિકતાનો કેવો વ્યભિચાર! આવું જ કરવું હોય તો શા માટે તેઓ પૂજાસ્થાનોને સળગાવી દેતાં નથી? અને શા માટે એનાં દ્વાર બંધ કરી દેતાં નથી? અને શા માટે જેવાં છે તેવાં દેખાઈને જગત સામે ઊભાં રહેતાં નથી?...પણ હું અત્યારે આવ્યો છું તે તો બીજી વાત કરવા."

"શેની વાત, ઑસ્કર?"

ઑસ્કર જરા થોભે છે અને પછી પાછો શબ્દોનો ધોધ વહેતો મૂકી દે છે.

"તને ભય પમાડવા નથી ઇચ્છતો, મોના. બીવા જેવું લાગે તોપણ બીતી નહિ, મને બિવડાવવા દેતી નહિ....પણ તું જ હવે મારું સર્વસ્વ છે. અને.........તને એકલીને છોડી જતાં...ના, મારાથી એ બનવું અશક્ય છે, અસંભવિત છે, કોઈ કાળે જ સંભવિત નથી."

"પણ ઑસ્કર, એ લોકો તને પરાણે જહાજ ઉપર ચડાવી દેશે તેમાં તું શું કરી શકશે?"

ઑસ્કર પાગલની પેઠે હસે છે.

'પરાણે? જગતમાં ઈશ્વર સિવાય એવી એક પણ શક્તિ નથી કે જે એક માણસને તેની ઈચ્છા વિરુદ્ધ કંઈ કરાવી શકે?–જો તે માણસમાં તાકાત હોય તો."

"તાકાત?"

"હા, તાકાત......મારા કહેવાનો ભાવાર્થ હજી પણ ન સમજી? મોના! પ્રથમ જ્યારે મને આ વિચાર આવ્યો ત્યારે મને લાગ્યું કે તું તે સાંભળીને ગભરાઈ જશે, તું કદાચ મૂર્છા પામી જશે અને કદાચ મને મારા નિર્ણયમાંથી ડગાવવાનું પણ કરે. એટલે મેં તને કંઈ ન કહેવાનો વિચાર કર્યો, પણ જ્યારે આજે રાત્રે હુકમ આવ્યો કે મારે સવારે જવું પડશે ત્યારે મને થયું, 'ના, મોના બધી જ સ્ત્રીઓ જેવી સામાન્ય નથી, મોના બહાદુર છે, મોના સમજી શકશે કે આ જ માર્ગ ઉત્તમ છે' એટલે–"

મોના સમજી જાય છે કે 'એટલે' શબ્દ પછી શું આવવાનું છે. એનું હૃદય વધુ વેગ પકડે છે છતાં તે કહે છે:

"કહી નાખ, ઓસ્કર. હું જાણું એ જ બહેતર છે."

ઓસ્કર તેની વધુ નજીક સરકે છે. હવા સાથે વાત કરતો હોય તેમ તે બોલે છે, ભીંતોને પણ તે પોતાની વાત સંભળાવવા નથી ઈચ્છતો.

"સવારે જ્યારે મારી તપાસ થશે ત્યારે હું તો હઈશ પણ નહિ. સમજી ગઈ? કોઈ મને પકડી શકે નહિ ત્યાં ચાલ્યો

ગયો હોઈશ. એ માટે જ તારી વિદાય લેવા અત્યારે આવ્યો છું. આપણું આ આખરી મિલન, મોના—"

ઓસ્કરની આંખો આટલું બોલીને મોનાને જોઈ રહી. એણે ધાર્યું હતું કે મોનાથી આ છેલ્લા શબ્દો સહન નહિ થાય, તે બેભાન બની જશે; પણ મોનાની આંખો તો એવી ને એવી સ્વસ્થ રહી. વિયોગનું દુ:ખ જે હૃદયમાં અત્યાર સુધી ગૂંગળાતું પડયું હતું તે આ સાંભળતાં ઊડી ગયું અને હર્ષાવેશથી તે ઓસ્કરને ભેટી પડી.

"ઓસ્કર! મને તારો વિયોગ અસહ્ય થઈ નહિ પડે? તું ચાલ્યો જાય અને હું..."

ઓસ્કરની આંખોમાંથી દડદડ પાણી પડવા લાગે છે.

"ઓસ્કર, તું ચાલ્યો જાય પછી મારી શી સ્થિતિ?"

"ના, એવું ન બોલ, મોના!"

"પણ જો આ જગતમાંથી તું વિલીન થઈ જાય તે અનિવાર્ય હોય, જો તારે એવે જ સ્થળે ચાલ્યા જવું ઈષ્ટ હોય કે જ્યાં પ્રજા પ્રજા વચ્ચેના ભેદભાવ નથી, તો આપણે બંને સાથે જ ત્યાં કેમ ન જઈએ?"

"સાથે જ?" ઓસ્કર મોનાના તેજોજ્વલ ચહેરા સામે જોઈ રહે છે. "એટલે, શું તું પણ—"

મોના એનો હાથ પકડે છે. એમાં કંપ રહ્યો છે, પોતાનો હાથ પણ કંપે છે.

"ઑસ્કર ટેકરી પરની ખૂંટિયાઓની લડાઇ યાદ છે તને ?"

"હા, જ્યારે માતેલાઓની એવી જ ઇચ્છા હોય કે નમ્ર હોય તેમણે નહિ જીવવું ત્યારે નમ્રને માટે એક જ માર્ગ હોય છે કે તેણે વાડને કુદાવી જવી!"

મોના માથું હાળી દે છે. ઑકરના શ્વાસોચ્છવાસ જોરથી ચાલે છે. મોના આંખો ઊંચી કરી એની તરફ જુએ છે, એક ક્ષણ બંને વચ્ચે મૌન પથરાઈ રહે છે, પછી ઑસ્કર કહે છે:

'ઓહ, ત્યારે તું પણ એવી જ ઇચ્છા રાખે છે ? ખરેખર ?"

"ખરેખર."

અને પછી મોના પ્રગલ્ભ, દૈવી અને પાગલ જેવા ભાવોને વ્યકત કરે છે.

ઑસ્કરના ચહેરા પર ગંભીરતા આવી જાય છે. જેમજેમ મોનાના વિચારોની આભા એના મગજ પર પથરાય છે તેમ તેમ તે તેજોમય બનતું જાય છે :

"આપણાં મૃત્યુને તું વ્યર્થ અને મૂર્ખ માને છે, ઑસ્કર ? જે ઇસુએ કર્યું તે જ આપણે નથી કરતાં ? બધું સ્વેચ્છાએ જ નથી કરતાં ? આટલી ઘૃણા અને વિષમતાથી જગતને ચેતાવવા જ આપણે આપણું બલિદાન નથી આપતાં ?"

ઑસ્કર માથું ઊંચું કરે છે, એની આંખોમાંથી પ્રવાહ ચાલે છે.

"ના, ઇશ્વરનો પુણ્ય પ્રતાપ એવો ને એવો જ પ્રભાવંત છે."

અને પછી જગતે તરછોડેલું એવું આ યુગલ એકમેકના હાથમાં પોતાનાં આંગળાં સેરવે છે અને એમના એવા અદ્દભુત ભાવમાં તેઓ ધીમે સાદે વાતો કરે છે. જગતને યુદ્ધ અને યુદ્ધનાં પરિણામરૂપ અનિષ્ટોથી બચાવવાના ભાવમાં બંને રાચે છે. મહાન મૃત્યુંજયે, આત્માઓના ઉદ્ધારકે, સર્વસ્વામીએ જેમ પોતે હળાહળ પી લીધું અને જગતને જીવવા દીધું તેનો જ આદેશ પોતે ઝીલવા જાય છે તે વિચારે તેઓ મગ્ન બને છે.

"મંદિરો ભલે ભ્રષ્ટ થયાં હોય પણ ઈસુ કાંઈ ઘોલકાં-ઓમાં જ ભરાઈ બેઠો નથી. એ એના વિશ્વમંદિરમાં અમરત્વ જ ભોગવે છે."

"સાચું છે મોના, ઈસુનું કાર્ય અબાધિત જ છે."

૧૬

# દૂર દૂરની સફરે

**બી**જે દિવસે સવારે પાંચ વાગ્યે એક યુવાન અને એક યુવતી દૂરની એક ટેકરી પર ચડતાં દેખાય છે. ટેકરીની આ બાજુ વેરાન કાળી માટી પર છાવણીનાં ઘાટઘૂપ વગરનાં મકાનો ઊભાં છે અને પેલી બાજુ એકલા કાળા સમુદ્રનાં પાણી પર અવ્યવિસ્થત મોજાં ઊંચે આવી રહ્યાં છે.

આકાશમાં હજી આછું આછું અંધારું લહેરો લઈ રહ્યું છે અને એ અંધારાની લહેરો ઓસરી જાય તે પહેલાં જલદી જલદી એને તરી જવાની ઉતાવળ કરતા છેલ્લા છેલ્લા થોડાક તારાઓ ઝાંખા ઝાંખા દેખાય છે. પ્રભાતમાં નીરવતા પોઢી છે. ક્યારેક કોઈક કૂતરાનો અવાજ પણ આવી જાય છે. ઉપ-

શાંત વાતાવરણનો એક ઝમઝમ અવાજ સંભળાય છે—આ સિવાય ચારે તરફ મૌન વ્યાપી રહ્યું છે.

બંને એકમેક સાથે ભરાઇને ચાલે છે. બંને પરસ્પરનાં મોં પણ જોઈ શકતાં નથી. સાથે રહી શકાય તે માટે હાથમાં હાથ રાખીને તેઓ ચાલે છે, તેઓ ધીમાં ધીમાં ચાલે છે તેનું એક કારણ અંધારુ તો છે જ, પણ બીજું કારણ એ પણ છે કે તેઓ......પણ બીજા કારણની એમને જ સ્પષ્ટ રીતે જાણ નથી. થોડાં થોડાં ડગલાં ચાલીને શ્વાસ લેવા તેઓ અટકે છે. પંથને શકય તેટલો લાંબો બનાવવા તેઓ પ્રયત્ન કરે છે.

આ એમનો છેલ્લો જ પ્રવાસ હતો.

"ઓસ્કર, છેલ્લે છેલ્લે તારી પાસે મારા સર્વ ગુનાઓની હું માફી માગું છું."

"મોના, તારો એક પણ એવો ગુનો નથી."

"જે કાંઈ થયું છે તે પ્રકૃતિવશ જ થયું છે, કેવળ અસહાય અવસ્થામાં જ થયું છે."

કેમ્પમાંથી નીકળ્યાં ત્યારે સર્વત્ર શાંતિ હતી. કેમ્પમાં થોડા જણ હતા તેઓ પણ શાંત હતા. પણ તેઓ ટેકરી પર અર્ધે રસ્તે પહોંચ્યાં ત્યારે પાછળ જોતાં નીચે કાળી ભૂમિ પર કેટ-

લોક ઓળાઓ ચાલતા દેખાયા. થોડી વાર પછી એમને કાને બ્યૂગલનો એક અવાજ આવે છે. કેદીઓની છેલ્લી ટુકડીને ભેળી કરવામાં આવે છે અને પછી વધુ પ્રકાશ થાય છે ત્યારે ઘંટનો તીક્ષ્ણ અવાજ થાય છે. હાજરી લેવાઇ હશે ઓસ્કર નહિ દેખાયો હોય.

"મારી શોધ માટે ઘંટ વાગ્યો છે." કહીને ઓસ્કર જરા થોભી જાય છે.

આ દરમિયાન તેઓ ટાવરના નાના કબ્રસ્તાનની ભીંત આગળ આવી જાય છે અને કોઈને નજરે ન પડી જાય તે માટે કાળાં ઝાંખરાં પાછળ સંતાઈ જાય છે.

બંને ચુપ છે. થોડીવાર પછી કાળા ડગલાઓ પહેરેલા કેદીઓની હાર ગોઠવાયેલી જોવામાં આવે છે, એમની બંને બાજુએ પીળાં કપડાંમાં સજ્જ થયેલા સિપાહીઓ છે. બધા કમ્પાઉન્ડની બહાર કૂચ કરી જાય છે.

"મારી શોધ છોડી દીધી હશે એમ લાગે છે." આસ્કર બોલે છે. બંને છુટકારાનો દમ ખેંચે છે.

એક આછો આજ્ઞા-સૂર સંભળાય છે અને પછી કેદીઓની કાળા નાગ જેવી કતાર સળવળતી દેખાય છે. મોટા દરવાજાની બહાર નીકળીને ધોરી રસ્તા પર પછી ચાલતી દેખાય છે. પ્રથમ તો ડબ-ડબ એવો જોડાનો જ અવાજ સંભળાય

છે, પણ પાછળ રહેલા પહેરેગીરો જ્યારે મોટો લોખંડી દર-વાજો 'કિચૂડ' અવાજ સાથે બંધ કરે છે ત્યારે કેદીઓનો મોટો હર્ષધ્વનિ સંભળાય છે.

એ હર્ષધ્વનિ છે, પણ બધાનાં મોંમાંથી તે એક સૂરમાં નથી નીકળ્યો. એની અંદર ભયંકર નિરાશા પણ છે, અને એની પાછળ એક ગીતના સૂરો પણ છે–

"Glory to the brave men of old,
Their sons will copy their virtues bold,
Courage in heart and a sword in hand..."

* * *

થોડી મિનિટોમાં બધા દેખાતા બંધ થઈ જાય છે. કર્ક પેટ્રીકનો વળાંક લઈ લીધા પછી અવાજો પણ સંભળાતા નથી.

બધા ગયા—પોતાના દેશમાં કે જ્યાં એમની જરૂર છે અને ચાર ચાર વર્ષથી એમને કેદ રાખી મૂકનારી જેલમાં માત્ર એમનાં સ્મરણો જ રહ્યાં. જેલ અત્યારે પવિત્ર પહાડની ગોદમાં પડેલા કાળા ડાઘા જેવી અજવાળામાં ભ્રષ્ટ મુખને છતું કરતી પડી છે.

અચાનક મોનાને એક વિચાર સૂઝે છે. મૃત્યુને પાછું પણ ઠેલી શકાય તેમ છે. જીવનનાં દ્વાર એમને માટે હજી પણ ખુલ્લાં છે.

"ઑસ્કર ! અમલદારો અને પહેરેગીરો તો ચાલ્યા ગયા. આપણે ક્યાંય ભાગી જઇએ તો કોણ શોધવા આવવાનું છે ? ન ભાગી જઇ શકીએ ? અશક્ય છે ?"

"અશક્ય, તદ્દન અશક્ય, મોના !"

"હા, બરાબર છે, અશક્ય જ છે." અને ફરી બંને આગળ ચાલે છે.

પ્રભાતનું પહેલું કિરણ ફૂટે છે. એમની અને સમુદ્ર વચ્ચે આવેલી જમીન પર એક ઝૂંપડી હતી તેમાંથી એ જ વખતે એક ગીત સંભળાય છે. ગાનારી એક સ્ત્રી હતી અને મોનાની આગલી બાઈ હતી. એક ખેડુ–મજૂરને થોડા સમય ઉપર જ તે પરણી હતી. એનો પતિ અત્યારે ખેતરમાં ગયો હશે અને તે કામ કરતી હશે. કેટલી સુખી હશે તે !

પળવાર મોનાના હૃદયમાં નિર્બળતા આવે છે. કાલની પોતાની ઉદાત્ત ભાવનાનું એને વિસ્મરણ થાય છે. એને થાય છે કે બીજી સ્ત્રીઓને નસીબે જે સુખ આવે છે તે તેને ન મળ્યું.

"આપણાં ભાગ્ય વિચિત્ર છે !"

"તને એથી પસ્તાવો થાય છે, મોના ?" ઑસ્કર એની સામે તાકી રહીને પૂછે છે, એ સાંભળીને મોના ચમકે છે.

"ના, ઑસ્કર. હું તો આપણી ભાવનાની, આપણા

ભાગ્યની અદ્ભુતતાની વાત કરું છું. આપણા જેવું સુંદર ભાગ્ય કોઈનું નહિ હોય !"

"આપણી ભાવના ! આપણું ભાગ્ય ! સાચે જ આપણે ભાગ્યવાન છીએ."

બંને હાથમાં હાથ રાખીને જ ઊંચે ચડયે જાય છે. મોનાનો ક્યારેક પગ લચકી પડે છે પણ ઑસ્કર તેને પકડી લે છે. ચંડૂલનો ગીતધ્વનિ આવે છે, જહૉન કૉર્લેટનાં ઘેટાંનો બેંબેં સ્વર આવે છે; દૂર દૂર નીચે તળેટીમાં દરિયાકાંઠે લાલ ટેકરીઓની સોડમાં નાનું પીલ શહેર પડયું છે. સફેદ ઘરો-માંથી કાળા ધુમાડાનાં ગૂંચળા ઊંચે ચડે છે.

"ઑસ્કર, તને ખરેખર લાગે છે કે જ્યારે લોકો પરસ્પર તિરસ્કારતાં નહિ હોય, કોઈના હૃદયમાં વેરભાવ નહિ હોય ત્યારે યુદ્ધો પણ નહિ હોય ?"

"હા. મોના, મને ખરેખર એમ લાગે છે, પણ એ સમય ક્યારે આવશે ? કદાચ તે પહેલાં પૃથ્વીનો પ્રલય થઈ ગયો હશે."

"અને તું માને છે કે ઈશ્વર આપણું બલિદાન સંપૂર્ણ-પણે સ્વીકારશે ?"

"અવશ્ય. તેને આપણું બલિદાન ઘણું જ ગમશે, કારણ

કે આપણે પ્રેમની જ ભાવના હૃદયમાં ભરી છે અને આપણે સર્વ કામનાઓનો ત્યાગ કર્યો છે."

"હા. પ્રેમની જ ભાવના આપણા હૃદયમાં છે અને કોઈ વસ્તુની કામના રાખી નથી." કહીને મોના ઑસ્કરના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લે છે અને દૃઢ પગલે આગળ ચાલે છે.

જ્યારે શિખર નજીક તેઓ પહોંચે છે ત્યારે દરિયાનો ઘૂઘૂ અવાજ સંભળાય છે. એટલે પહોંચતાં દરિયાની ખારાશભરી આવતી હવા એમના મોંની ચામડીને કડક બનાવે છે. અર્ધ ચંદ્રાકારમાં પૂર્વ પશ્ચિમ પથરાઈને આસમાની સમુદ્ર પડ્યો છે, લાગણીહીન અને ઠંડોગાર!

મોના ધ્રૂજે છે. અને મજબૂતમાં મજબૂત હૈયાં પણ મૃત્યુના પ્રથમ દર્શને હિંમત હારી જાય તેમ તેના પગ ઢીલા થઈ જાય છે. એ બોલે છે, પણ એના અવાજમાં સ્પષ્ટ ઝણઝણી દેખાઈ આવે છે.

"બહુ વાર નહિ લાગતી હોય, ખરું, ઑસ્કર?"

"બહુ વાર નહિ,"

"થોડીક જ ક્ષણો લાગતી હશે."

"થોડીક જ ક્ષણો."

"અને પછી સનાતન કાળ માટે આપણે પાછાં એક થઈ જઈશું ?"

"સનાતન કાળ માટે."

"જો થોડી જ ક્ષણો માટેના દુઃખના બદલામાં બધું સુખ મળતું હોય તો શા માટે તે ન લેવું ?"

હવે એને ભય નથી રહ્યો. એની સામે તીક્ષ્ણ ધારવાળી ટેકરીની સીધી બાજુ દેખાય છે. ફરી બંને આંગળાં ભીડી લે છે અને સાથે ચાલે છે. એમની આંખોમાંથી આંસુ ચાલ્યાં જાય છે, પણ એમાં પ્રભુનું તેજ પણ દેખાય છે.

થોડી જ મિનિટોમાં તેઓ ટોચે પહોંચી જાય છે. દરિયાનાં પાણી પર તે તોળાઈ રહેલી છે. પોણોસો ફૂટ નીચે વિવિધ તાલ–સૂરમાં સમુદ્રનું ગીત ચાલે છે અને છાતી ફૂલીને ઊંચી આવી હોય તેમ શ્વાસ લે છે. સૂર્ય ઉપર આવતો જાય છે અને આકાશ લાલ રંગે રંગાઈ ગયું છે. આ સિવાય બીજો સ્વર સંભળાતો નથી.

"આ જ એ જ સ્થળ ?"

"આ જ એ જ સ્થળ, ગોના !"

"ત્યારે આપણે આપણા વિચાર પ્રમાણે..."

"હા, એ પ્રમાણે કરીએ."

અને પછી વિશ્વપિતાનાં આ બે બાળકો, પોતાનાં જ

ભાઈઓથી તરછોડાયેલાં, જીવનમાં જુદાં થયેલાં અને મૃત્યુ પામ્યે એક બનનારાં, તે આ બે નિર્દોષ બાળકો ઘૂંટણિયે પડી જાય છે.

તદ્દન નજીક આવીને બંને ધીમે સૂરે ગાય છે:

"Our Father, who art in Heaven,
Forgive us our trespasses...
As we forgive them that trespass
against us..."

(અમારા દોષોની અમને માફી આપ, જેમ અમે અમારો દોષ કરનારને માફ કરીએ છીએ તેમ.)

* * *

તેઓ ઊભાં થાય છે, હાથમાં હાથ પરોવે છે, સમુદ્ર સામે જુએ છે,

—'Jesu, lover of my soul!'

ઓસ્કર કોટનાં બટન ખોલી નાખે છે, પોતાનો કમરબંધ કાઢે છે. બંને એક જ કમરબંધથી બંધાય છે. બંને હવે સામસામાં આવી ગયાં છે, છાતીને છાતી અડકાડી ઊભાં છે, હૃદયને હૃદય સાથે લગાડીને એક બન્યાં છે.

"સમય થવા આવ્યો છે, ઓસ્કર."

"હા, મોના."

"એક છેલ્લું ચુંબન..."

ઓસ્કર પોતાના બંને હાથ એની કમ્મરે વીંટી દે છે. બંનેના હોઠ એકમેકના હોઠને સ્પર્શી લે છે.

"પરમાત્મા તારા પર એવો જ પ્રેમ રાખો, જેવો પ્રેમ તેં મારા પર રાખ્યો છે."

"પરમાત્મા તારા પર એવો જ પ્રેમ રાખો, જેવો પ્રેમ તેં મને કર્યો છે. સલામ—"

"ના, સલામ નહિ, આપણે જુદાં નથી પડતાં."

"બરાબર, સલામ શા માટે?"

સૂર્ય ક્ષિતિજથી ઉપર આવીને હવે તો તીક્ષ્ણ કીરણો ફેંકવા લાગ્યો છે. અતલ સમુદ્ર એનું ગાન ચાલુ જ રાખી રહ્યો છે.

થોડીવાર પછી આસમાની આકાશ નીચે સૂર્યના તેજમાં નાચતાં ચળકતાં પાણી ઉપર દક્ષિણ તરફથી ધ્વજપતાકાઓથી શણુગારાયેલું એક જહાજ દૃષ્ટિમાં આવતું દેખાય છે. સૈનિકોથી એ ભરચક છે. બધા સૈનિકો કિનારો જોવા સળિયાઓ આગળ આવી ઊભા છે. ઉત્તરને છેડે એમનું શહેર પડ્યું છે.

પીસના બંદર ઉપરથી તોપનો અવાજ છૂટે છે. પછી

જહાજ પર બેન્ડ વાગવું શરૂ થાય છે. તાનમાં આવીને સૈનિકો પણ ગાવા લાગે છે—

"Keep the home–fires burning,
Till the boys come home... "

થોડીવારમાં દેવળનો ઘંટ વાગવા લાગે છે. ઘંટનો અવાજ મોટો મોટો થતો જાય છે, અવાજ વધારે ને વધારે વેગીલો બને છે–જાણે આકાશમાંથી ઊતરતા એક અવાજને ગૂંગળાવી નાખવો હોય તેમ દેવળનો ઘંટ બજે છે.—

આકાશમાં અવાજ ઊતરે છે—

શાંતિ ! શાંતિ ! શાંતિ !

# સ્વ. શ્રી. હરજીવન સોમૈયાનાં પુસ્તકો

• મૌલિક •

| | | |
|---|---|---|
| ૧ | જીવનનું ઝેર | ૨-૮-૦ |
| ૨ | પૃથ્વીનો પહેલો પુત્ર | ૨-૮-૦ |
| ૩ | પુનરાગમન ખંડ ૧ | ૩-૦-૦ |
| ૪ | પુનરાગમન ખંડ ૨ | ૨-૮-૦ |
| ૫ | દરિયાના મામલા | ૦-૪-૦ |
| ૬ | શંકરાચાર્ય | ૦-૨-૬ |
| ૭ | નાનાં છોકરાં | ૦-૧-૬ |
| ૮ | ભરદરિયે | ૦-૮-૦ |
| ૯ | જંગલમાં મંગલ ભા. ૧ | ૦-૬-૦ |
| ૧૦ | જંગલમાં મંગલ ભા. ૨ | ૦-૫-૦ |

• અનુવાદિત •

| | | |
|---|---|---|
| ૧૧ | દોનધ્રુવ | ૨-૦-૦ |
| ૧૨ | અહંકાર | ૨-૦-૦ |
| ૧૩ | પશ્ચિમના સમરાંગણે | ૧-૮-૦ |
| ૧૪ | કાંટાની વાડ | ૨-૮-૦ |

• હવે પછી •

કાળાં કાજળ સોહામણાં (નવલકથા)

પશમી અને બીજી વાતો (વાર્તાસંગ્રહ)

• પ્રાપ્તિસ્થાન •

ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ • પો. બો. નં. ૯૭૮ • કોટ, મુંબઈ

૧૬, શ્રીમાળી સોસાયટી • પો. બો. નં. ૭૩ • અમદાવાદ